પ્રાપ્તિ સ્થાન :

**પં. શિવલાલ નેમચંદ શાહ**
કોકાનો પાડો, **પાટણ** (ઉ. ગુ.)

**સરસ્વતી પુસ્તક ભંડાર**
હાથીખાના રતનપોળ, **અમદાવાદ**

**શ્રી નગીનભાઈ જૈન પૌષધશાળા**
પંચાસરા પાસે, **પાટણ** (ઉ. ગુ.)

**શ્રી સોમચંદ ડી. શાહ**
જીવન નિવાસ સામે, **પાલિતાણા** (સૌરાષ્ટ્ર)

**શ્રીમદ્યશોવિજય જૈન સંસ્કૃત પાઠશાળા**
સ્ટેશન રોડ, **મહેસાણા** (ઉ. ગુ.)

**શ્રી વર્ધમાન ભક્તિ જૈન આરાધના ભુવન**
શાન્તિલાલ મોદી રોડ નં. ૨, ઈરાની વાડી,
કાંદીવલી (વેસ્ટ) મુંબઈ–૪૦૦૦૦૭

**કિંમત પઠન–પાઠન**



મુદ્રક : જયંતિલાલ મણિલાલ શાહ
નવપ્રભાત પ્રિન્ટીંગ પ્રેસ, ઘીકાંટા રોડ, અમદાવાદ–૧.

# કિંચિત્ વક્તવ્ય

શ્રી હૈમ સંસ્કૃત પ્રવેશિકાઓના ત્રણે ભાગના સમગ્ર નિયમોનો સમાવેશ આ પુસ્તકમાં એક સામટો કરવામાં આવેલો છે અને નિયમોની સાથે સાથે સિદ્ધ હૈમના સૂત્રો પણ મૂકવામાં આવ્યાં છે.

આ ત્રણે ભાગોના નિયમો તે તે પ્રક્રિયાના અનુક્રમે છે અને નિયમો સૂત્રોના અનુવાદરૂપે છે વળી સાથે સૂત્રો પણ છે અને તે સિદ્ધિહેમનો સારાંશ છે એટલે આ પુસ્તકનું નામ 'સિદ્ધ હૈમ સારાંશ–સંસ્કૃત–વ્યાકરણ અનુવાદપ્રક્રિયા' અથવા સૂત્રસહિત નિયમાવલિ રાખ્યું છે.

ત્રણે ભાગને ભણેલા કે બીજા કોઈ પણ સંસ્કૃતના અભ્યાસીઓ આ પુસ્તકના અભ્યાસથી સંસ્કૃતભાષાનો સારો બોધ અને સિદ્ધ હૈમનો સારાંશ મેળવી શકશે–વળી સૂત્રો સાથે સિદ્ધ હૈમના સૂત્રાંક ટાંકેલા છે તે ઉપરથી સિદ્ધહૈમનું પણ અવલોકન કરી શકશે અને વ્યાકરણ વિષયક તથા ભાષાવિષયક વિશાલ સુબોધ પ્રાપ્ત કરી શકશે એ હેતુથી આ પુસ્તકની રચના કરવામાં આવી છે.

આ પુસ્તકની સંકલનાની ધારણા કર્યા પછી પુસ્તક છપાવવા વિષેની વાત મેં વર્તમાનમાં પ્રખર જ્યોતિર્વિદ્ પૂજ્ય આચાર્ય શ્રી વિજયલબ્ધિ સૂરીશ્વરજી મહારાજ સાહેબને કરી હતી અને તેઓશ્રીએ આ પુસ્તક છપાવવા વિષેની સઘળી જવાબદારી સહર્ષ સ્વીકારી મને પ્રેરણા આપી હતી અને ત્યાર પછી સમગ્ર આ અપૂર્વ પુસ્તક તૈયાર થયું છે જે પાઠકોના કર કમલમાં સપ્રેમ મૂકવામાં આવે છે.

પરમ પૂજ્ય ભક્તિસૂરિ મ. સાહેબને સિદ્ધહૈમના અભ્યાસ વિષે અનહદ પ્રેમ હતો. તે પ્રેમના પ્રતિકરૂપે તેઓશ્રીનો ફોટો આ પુસ્તકમાં મુકવામાં આવ્યો છે. સિદ્ધહૈમના અભ્યાસ વિષેનો તેઓશ્રીનો પ્રેમ તેઓશ્રીના સમુદાયમાં આ રીતે સહજ ઉતરી આવ્યો છે, તે આનંદનો વિષય છે અને એટલે જ આ પુસ્તકના પ્રેરક પૂ. આચાર્યશ્રી વિજયલબ્ધિસૂરિ મહારાજ છે.

**–શિવલાલ નેમચંદ શાહ–૨૦૪૦– શ્રાવણ શુકલ પંચમી**

## દ્રવ્ય સહાયક મહાશયોની શુભનામાવલિ

૧૧૧૧૧ શ્રી શ્વે. મૂર્તિપૂજક જૈન સંઘ ઘાટકોપર

૫૧૧૧ શ્રી વર્ધમાનભક્તિ શ્વે. મૂ. પૂ. જૈનસંઘ ઈરાની વાડી કાંદીવલી

૫૦૦૧ ચંદનબેન પુનમચંદ શાહ સાઉથ ઇન્ડીયા ફ્લોરમીલ મદ્રાસ

# પ્રાસ્તાવિક

પરમાર્હત કુમારપાલ ભૂપાલ પ્રતિબોધક સાડાત્રણ ક્રોડ શ્લોકના કર્તા કલિકાલ સર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્ય મહારાજ સાહેબે સિદ્ધહેમ વ્યાકરણની રચના અપૂર્વ કોટીની કરીને જૈન શાસન ઉપર મહાન્ ઉપકાર કર્યો છે. અભ્યાસીઓને આ વ્યાકરણ આશીર્વાદરૂપ છે.

બાળજીવો માટે સુગમતા રહે તે દૃષ્ટિએ પંડિતવર્ય શ્રી શિવલાલભાઈએ હેમ સંસ્કૃત પ્રવેશિકા ભાગ–૧, ૨, ૩, અતિ પરિશ્રમ લઈને તૈયાર કર્યા છે, તે વર્તમાનમાં અભ્યાસીઓ માટે અત્યંત ઉપયોગી નિવડયા છે.

સં. ૨૦૩૯ ના ઘાટકોપર ચાતુર્માસ દરમ્યાન પંડિત શ્રી શિવલાલભાઈ મુંબઈ વંદનાર્થે આવ્યા ત્યારે ત્રણે બુકોના સૂત્રોનું ભાષાન્તર પ્રકાશિત કરવામાં આવે તો વિદ્યાર્થી વર્ગને ઘણીજ અનુકૂળતા રહે તો આપશ્રી આ કાર્યમાં સંપૂર્ણ સહકાર આપો.

તેઓશ્રીની આ વાત સાંભળીને મને પણ થયું કે જ્ઞાનપિપાસુઓ માટે આવા સુંદર વ્યાકરણનો અનુવાદ દિવા–દાંડીરૂપ બનશે. જેથી આ વાતને લક્ષ્યમાં લઈને સંપૂર્ણ જવાબદારી મેં લીધી.

આ વ્યાકરણના (ભાષાન્તરના) પ્રકાશનની વાત શ્રી ઘાટકોપર તપગચ્છ જૈન સંઘના ટ્રસ્ટીઓને જણાવી અને ટ્રસ્ટી વર્ગે પણ આ વાત સહર્ષ સ્વીકારી સુંદર સહકાર આપ્યો.

સંસ્કૃત ભાષાનો જિજ્ઞાસુવર્ગ **"સિદ્ધહેમ સારાંશ ગુજરાતી અનુવાદના"** અધ્યયન કરવા દ્વારા સુસંસ્કારિત બોધ પામી સંસ્કૃતના મહાન્ ગ્રંથોનું પઠનપાઠન કરીને સ્વપર કલ્યાણ સાધે એવી હાર્દિક અપેક્ષા.

**વિજય લબ્ધિ સૂરિ**

# ગ્રંથનું હાર્દ

૧. 'વિષયાનુક્રમ' આપવામાં આવેલો છે, એટલે કયો વિષય ક્યાં છે એ શોધી કાઢવું સહેલું થશે.

૨. 'શુદ્ધિપત્રક' આપેલું છે, તે આધારે અશુદ્ધને શુદ્ધ કરાશે.

૩. **નિયમ પરિશિષ્ટ (રહી ગયેલ નિયમો)** અને **સૂત્ર પરિશિષ્ટ (રહી ગયેલ સૂત્રો)** આપ્યા છે. તેપ્રમાણે સુધારી પૂર્તિ કરી શકાશે.

૪. '**ત્રણે ભાગની નિયમાવલિ સૂત્રસહિત**' આપેલી છે એટલે નિયમને સૂત્રદ્વારા ટૂંકમાં યાદ રાખી શકાશે.

૫. '**પરિશિષ્ટ**' માં મધ્યમા અને ઉત્તમાની માર્ગદર્શિકામાં આપેલા 'પરિશિષ્ટ નિયમો' સૂત્ર સહિત આપ્યા છે જેથી વિશેષ જ્ઞાન થશે.

૬. '**षत्व પરિશિષ્ટ**' વધારાનું મૂકવામાં આવેલું છે તેથી षत्व નું જ્ઞાન વિશેષ થશે.

૭. '**सिद्धहेम सारांश सूत्राणि**' આ વિભાગમાં નિયમો સાથે મૂકેલાં સૂત્રોને એકી સાથે આપ્યાં છે અને તે સૂત્રો ક્યા ભાગના ક્યા પાઠના ક્યા નિયમનું છે, તે જાણવા, તે ભાગ તે પાઠ અને તે નિયમનો નંબર અનુક્રમે સૂત્ર સાથે જોડવામાં આવેલો છે, આ રીતના અનુબંધથી તે સૂત્રનો અર્થ જોવામાં અનુકૂળતા રહેશે.

અધ્યાય પાદ અને સૂત્રના ક્રમે, એટલે કે અષ્ટાધ્યાયીના ક્રમે સૂત્રો આપેલાં હોવાથી તે અધ્યાયમાં તે પાદમાં કયો વિષય છે, તે જાણી શકાશે અને એ ક્રમે સૂત્રો કંઠસ્થ કરવાથી તે તે વિષયનું જ્ઞાન એકી સાથે કરી શકાશે, તેમજ પૂર્વના સૂત્રમાંથી આવતી 'અનુવૃત્તિ'ના આધારે સૂત્રનો અર્થ કરવો સરળ પડશે અને સિદ્ધહેમનો સારાંશ આવી જશે. વિશેષ જિજ્ઞાસુ સિદ્ધહેમ અઢાર હજારી પહેલેથી વાંચવા શરૂ કરશે અને અનુક્રમે પૂરી વાંચશે એટલે સંપૂર્ણ વ્યાકરણ થઈ જશે.

**શિવલાલ નેમચંદ શાહ**

# વિષયાનુક્રમ

## પ્રથમા

## મધ્યમા

ઉત્તમા

# શુદ્ધિ પત્રક अ

## પ્રથમા

| પાઠ | નિયમ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૨ | ૧ | नामिनो गुणोऽक्ङिित | लघोरुपान्त्यस्य४।३।४ |
| ૧૬ | । | स्यात्यादि | स्त्यादि |
| ૧૮ | ૨ | एदोतोः | एदोतः |
| ૨૦ | ૧ | शश्च | सश्च |
| ૨૯ | ૨(ई) | પ્રવેશ તે કરે છે. | તે પ્રવેશ કરે છે. |
| ૪૨ | ૩ | ताडतङ्क | तातङ् |
| ૪૩ | ૬ | नअत् | नञत् |
| ૪૨ | ૨ | ५।४।३ | ५।४।३८ |
| ૪૪ | ૫ | व्यृद्धियथा | व्यृद्ध्यर्था |
| ૪૫ | ૪ | ३।२।३१ | ३।३।२१ |
| ૪૬ | ૩ | चैत्रामैन्त्रः | चैत्रान्मैत्रः |
| ૪૭ | ૯ | २।२।४ | २।२।१४ |
| ૪૮ | ૫ | ष् થાય | ष् ન થાય |
| ૪૯ | । | पुदंशो | पुरुदंशो |
| ૪૯ | ૩ | घुद् | घुन् |
| ૫૧ | ૨ | युग | युग् |
| ૫૧ | ૫ | सज्ञनः | सज्जनः |

## મધ્યમા

| પાઠ | નિયમ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪ | ૭ | ૭ થી અનુસ્વાર विंशति પ્ર. પ્રા. ૪૬ નિ. | विंशति પ્ર. પા. ૪૬: નિ. ૭ થી અનુસ્વાર |
| ૨ | V। | V। | V |
| ૩ | V। | V। | ।V |
| ૩ | ૫ | ष्टीव्यति | ष्ठीव्यति |
| ૪ | ૩ | ॠ नो | ऋ नो |

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪ | ४ | -तन्ना | -तन्या |
| ૬ | 3 (१) | कित् प्रत्यय | कित् ङित् प्रत्यय |
| | 3 (२) | कित् प्रत्यय | कित् ङित् प्रत्यय |
| ૭ | ८ | ८ | ४ |
| ૭ | ७ | संतक्षणोति न थाय | संतक्षति ज थाय |
| 13 | V\| | V\| | \|V |
| १५ | 3 | ति् | ङित् |
| २१ | \|\|\| | उपानद्भ्यम् | उपानद्भ्याम् |
| २२ | ५ | -तयायल्प | -तयोयाल्प |
| २९ | ६(६) | रुध् विगेरे धातुओ (तेमज श्वि) ऋ इत् वाळा ऋदित् | रुध् विगेरे (ऋ इत् वाळा ऋदित् धातुओ तेमज श्वि |
| ३२ | ७ | वर्तमान नाम | वर्तमान अनु नाम |
| ३३ | २ | कार्षणं | कोष्णम् |
| | ३ | निान्दतः | निन्दितः |
| | ७ | वयात | वयति |
| | १४(३) | आत्माना | आत्मना |
| | २२ | मुख साभ्यानुक्तौ | मुखं सोम्यानुक्तौ |
| | २८ | तत्पुरुष मध्याह्न | तत्पुरुष मध्याह्न |
| | ३० | सप्तना | सप्तानाम् |
| ३५ | ४ | ाजघृक्षति | जिघृक्षति |
| | ११ | त | तृ |
| | १६ | ालप्सते | लिप्सते |
| ३६ | ११(४) | द | द |



## ઉત્તમા

| | | | |
|---|---|---|---|
| ૨ | ૪ | पणयाचकार | पणायाचकार |
| | ૭ | 'નિશાન' એ અર્થમાં दान् | 'નશાન' એ અર્થમાં शान् |
| ૪ | ।।। | વિકલ્પે થાય છે | થાય છે. |
| ૬ | ૬ | कर्तुः | कर्तुं: |
| ૭ | ૧૭ | –भृजि | –मृजि |
| | ૨૧ | [ाणन्] | [णिन्] |
| | ૨૨ | विाल्खः | विलिखः |
| | | निागलः | निगिलः |
| | ૨૫ | गापति | गायति |
| | ૨૬ | दादति | ददाति |
| | ૩૬ | सख्या करोति | संख्या करोति |
| | ૪૬ | शुानधयः | शुनिंधयः |
| | ૬૩ | भ्रणहा | भ्रूणहा |
| | ૭૬ | पिपातषति | पिपतिषति |
| ૮ | ૨૩(૨) | कटप्रू–परिव्राट्र | कटप्रू–परिव्राड् |
| ૯ | ૨૯ | ऋत् | क्रुत् |
| | ૩૧ | अजीवगिः | अजीवनिः |
| | ૪૨ | श्वैत्रो | श्वैत्रो |
| ૧૦ | ૮ | व्रजात | व्रजति |
| | ૧૪ | भोजेयति | भोजयति |
| | | अतिर्थि | अतिथिं |
| | ૨૦ | पिनिष्ट | पिनष्टि |
| | ૨૯ | पार्श्वोपपीडं | पार्श्वोपपीड |
| | ૩૨ | गेहं गेहमनुप्रश्या | गेहमनुप्रविश्या |

| | | | |
|---|---|---|---|
| | V | प्रावीता | प्रावरीता |
| | ત. ભૂ. ૩ | अदसायम् | अदसीयम् |
| | ૪ | वृद्धियस्य | वृद्धिर्यस्य |
| | ૮ (૧) | –पत्युत्तर | –पत्युत्तर |
| | ૩૫ | क्षैरेया | क्षैरेयी |
| ૧૩ | ૨૯ | –लोकात्तर | –लोकोत्तर |
| | ૯ | वेश्यः | देश्यः |
| ૧૪ | ૨૫ | औपानहिक्रौ | औपानहिकौ |
| | ૮ | ओजस् અને अमभस् | ओजस् सहस् અને अम्भस् |
| | ૨૬ | आह्ना | अह्ना |
| | ૩૧ | दीर्घ | दीर्घः |
| | ૩૭ | दशदू | दशद् |
| ૧૫ | ૧૧ | ञः | ञ्यः |
| | ૧૬ | रजत्वम् | राजत्वम् |
| | ૨૨ | सर्वशराववीणः | सर्वशरावीणः |
| | ૨૪ | अल–मूपर्याप्तम् | अलम्–पर्याप्तम् |
| | ૨૬ | ग्वलङ्कमा | ग्वलङ्कर्मा |
| | ૨૭ | अञ्च | अञ्च् |
| | ૩૪ | पारमाण | परिमाण |
| | ૩૭ | एकविंशाततमः | एकविंशतितमः |
| ૧૬ | ૧ | गामान् | गोमान् |
| | ૧૪ | रुग | रुग् |
| | ૧૭ | स्याास्त | स्यास्ति |



## ઉત્તમા

| | | | |
|---|---|---|---|
| २ | ४ | पणयाचकार | पणायाचकार |
| | ७ | 'નિશાન' એ અર્થમાં દાન્ | 'નશાન' એ અર્થમાં શાન્ |
| ४ | ॥। | વિકલ્પે થાય છે | થાય છે. |
| ६ | ६ | कर्तुः | कर्तुं: |
| ७ | १७ | –भृजि | –मृजि |
| | २१ | [णन्] | [णिन्] |
| | २२ | विाल्खः | विलिखः |
| | | निागलः | निगिलः |
| | २५ | गापति | गायति |
| | २६ | दादति | ददाति |
| | ३६ | सख्या करोति | संख्या करोति |
| | ४६ | शुानधयः | शुनिंधयः |
| | ६३ | भ्रणहा | भ्रूणहा |
| | ७६ | पिपातषति | पिपतिषति |
| ८ | २३(२) | कटप्र्–परिव्राट् | कटप्रू–परिव्राट् |
| ९ | २९ | क्रत् | क्रुत् |
| | ३१ | अजीवगिः | अजीवनिः |
| | ४२ | श्वैत्रो | श्वैत्रो |
| १० | ८ | व्रजात | व्रजति |
| | १४ | भोजेयति | भोजयति |
| | | अतिर्थि | अतिथिं |
| | २० | पिनिष्ट | पिनष्टि |
| | २९ | पार्श्वोपपीहं | पार्श्वोपपीडं |
| | ३२ | गेहं गेहमनुप्रश्या | गेहमनुप्राविश्या |

# सिद्धहेमसारांश-संस्कृतव्याकरण

અથવા

# हैम-संस्कृत-प्रवेशिका

प्रथमा मध्यमा અને उत्तमा नी

## नियमावलि સૂત્ર સહિત

कर्ता

अध्यापक शिवलाल नेमचन्द शाह

## સૂત્ર–પરિશિષ્ટ (રહી ગયેલાં સૂત્રો)

### પ્રથમા

પાઠ ૧૩ નિ. માં,

स्वरस्य परे प्राग्–विधौ ७।४।११०

પાઠ ૧૬ નિ. ૩ માં,

तदन्तम् पदम् १।१।२०

પાઠ ૩૩ નિ. ૬ માં,

क्त–क्तवतू ५।१।१६४

પાઠ ૩૮ નિ. ૨ માં,

वारि—

अनतो लुप् १।४।५९

स्थानीवावर्णविधौ ७।४।१०९

लुप्ययवृल्–लेनत् ७।४।११२

પાઠ ૪૦ નિ. ૧ માં,

नवाद्यानि शतृ-क्वसू च परस्मैपदम् ३।३।१९

पराणि कानानशौ चात्मनेपदम् ३।३।२०

પાઠ ૪૮ નિ. ૨ માં,

च–जः क–गम् २।१।८६

### મધ્યમા

પાઠ ૨ નિ. V માં,

रुचि–कृप्यर्थ–धारिभिः प्रेय–विकारोत्तमर्णेषु २।२।५५

પાઠ ૩૬ નિ. ૨ (૩) માં,

अमोऽकम्यमिचमः ४।२।२६

પાઠ ૩૬ નિ. (૪) માં,

अर्ति–री–व्ली–ह्री–क्नूयि–क्ष्मायातां पुः ४।२।२१

### ઉત્તમા

પાઠ ૧૩ નિ. ૩૩ માં,

कालात् तन–तर–तम–काले ३।२।२।२४

## પ્રવેશ ૧ લો. વર્ણ વિચાર

### સ્વરો ૧૪.

अ आ, इ ई, उ ऊ, ऋ ॠ, ऌ ॡ,
ए ऐ, ओ औ

औदन्ताः स्वराः १।१।४

[अं] અનુસ્વાર [अः] ઃ વિસર્ગ
अं अः अनुस्वार–विसर्गौ १।१।९

### વ્યંજનો ૩૩

| | | | | |
|---|---|---|---|---|
| क् | ख् | ग् | घ् | ङ् |
| च् | छ् | ज् | झ् | ञ् |
| ट् | ठ् | ड् | ढ् | ण् |
| त् | थ् | द् | ध् | न् |
| प् | फ् | ब् | भ् | म् |
| य् | र् | ल् | व् | |
| श् | ष् | स् | ह् | |

कादि र्व्यञ्जनम् १।१।१०

## પ્રથમા

# अर्हम् ॥१।१।१

મંગલને માટે પરમેશ્વરનું ધ્યાન કરવું.

# सिद्धिः स्याद्-वादात् ॥१।१।२

એક જ પદાર્થમાં, જુદી જુદી અપેક્ષાએ જુદા જુદા અનેક ધર્મોનો સ્વીકાર, તે **સ્યાદ્વાદ.** સ્યાદ્વાદથી શબ્દોની સિદ્ધિ–ઉત્પત્તિ અને જ્ઞાન થાય છે.

અથવા–

શુદ્ધ શબ્દના **વાદથી**–પ્રયોગથી સિદ્ધિ–સમ્યગ્ જ્ઞાન થાય છે અને સમ્યગ્ જ્ઞાનથી મોક્ષ થાય છે.

# लोकात् ॥१।१।३

અહીં જે ન કહેવામાં આવ્યું હોય, તે **લોકથી**–તેના જ્ઞાતા પાસેથી જાણવું.

## પ્રવેશ ૧ લો. વર્ણ વિચાર

### સ્વરો ૧૪.

अ आ, इ ई, उ ऊ, ऋ ॠ, ऌ ॡ,
ए ऐ, ओ औ

औदन्ताः स्वराः १।१।४

२ [अं] ·અનુસ્વાર [अः] ઃ વિસર્ગ
अं अः अनुस्वार–विसर्गौ १।१।९

### વ્યંજનો ૩૩

३

क् ख् ग् घ् ङ्
च् छ् ज् झ् ञ्
ट् ठ् ड् ढ् ण्
त् थ् द् ध् न्
प् फ् ब् भ् म्
य् र् ल् व्
श् ष् स् ह्

कादि र्व्यञ्जनम् १।१।१०

૪ હ્રસ્વ ૫ દીર્ઘ ૯

| | હ્રસ્વ | દીર્ઘ |
|---|---|---|
| अ-વર્ણ- | अ | आ |
| इ-વર્ણ- | इ | ई |
| उ-વર્ણ- | उ | ऊ |
| ऋ-વર્ણ- | ऋ | ॠ |
| ऌ-વર્ણ- | ऌ | ॡ |

૫ સન્ધ્યક્ષર ૪ — ए, ऐ, ओ, औ

एक-द्वि-त्रि-मात्रा-ह्रस्व-दीर्घ-प्लुताः १।१।५

ए-ऐ ओ-औ सन्ध्यक्षरम् १।१।८

૬ **નામી**–अ વર્ણ સિવાય હ્રસ્વ इ થી औ સુધીના સ્વરો **નામી** કહેવાય છે. इ ई, उ ऊ, ऋ ॠ, ऌ ॡ, ए ऐ, ओ औ. ૧૨.

अनवर्णा नामी १।१।६

૭ **સમાન**–अ થી લઈને દીર્ઘ ॡ સુધીના સ્વરો **સમાન** કહેવાય છે.

अ आ, इ ई, उ ऊ, ऋ ॠ, ऌ ॡ. ૧૦

ॡदन्ताः समानाः १।१।७

સ્પર્શ વ્યંજન ૨૫

क–વર્ગ– क्, ख्, ग्, घ्, ङ्
च–વર્ગ– च्, छ्, ज्, झ्, ञ्
ट–વર્ગ– ट्, ठ्, ड्, ढ्, ण्
त–વર્ગ– त्, थ्, द्, ध्, न्
प–વર્ગ– प्, फ्, ब्, भ्, म्

पञ्चको वर्गः १।१।१२

૯ અંતસ્થા–૪ य्, र्, ल्, व्

य–र–ल–वा अन्तस्थाः १।१।१५

૧૦ ધુટ્– વર્ગોનો પાંચમો અક્ષર અને અન્તસ્થા સિવાયનાં વ્યંજનો ધુટ્ કહેવાય છે. क् ख् ग् घ्, च् छ् ज् झ्, ट् ठ् ड् ढ्, त् थ् द् ध्, प् फ् ब् भ्, श् ष् स् ह् ૨૪

अ–पञ्चमान्तस्थो धुट् १।१।११

૧૧ અઘોષ–દરેક વર્ગનો પહેલો તથા બીજો અક્ષર અને श् ष् स् અઘોષ કહેવાય છે. क् ख्, च् छ्, ट् ठ्, त् थ्, प् फ्, श् ष् स्. ૧૩

आद्य–द्वितीय–शषसा अघोषाः १।१।१३

૧૨ ઘોષવાન્– અઘોષ સિવાયના બાકીના વ્યંજનો ઘોષવાન્ કહેવાય છે. ग् घ् ङ्, ज् झ् ञ, ड ढ् ण्, द् ध् न्, ब् भ् म्, य् र् ल् व्, ह्. ૨૦

अन्यो घोषवान् १।१।१४

૧૩ શિટ્– ·અનુસ્વાર : વિસર્ગ ᳵ જિહ્‌વામૂલીય ᳶ ઉપ-ધ્માનીય અને श् ष् स् શિટ્ કહેવાય છે.

अं–अः ᳵ क– ᳶ प–शषसाः शिट् १।१।१६

૧૪ જિહ્વામૂલીય क કે ख ની પહેલાં જ અને ઉપધ્માનીય प કે फ ની પહેલાં જ : વિસર્ગને બદલે વિકલ્પે ક્વચિત્ લખાય છે.

दुᳵखम्, दुःखम् । अन्त ᳶ पातः, अन्तःपातः

रः कख-पफयोः ᳵ क-ᳶ पौ १।३।५

---

## ઉચ્ચારોમાં...વિશેષતાઓ

**હ્રસ્વ**–જે સ્વર ટુંકા બોલાય છે, તે **હ્રસ્વ** કહેવાય છે. अ इ વિગેરે.

**દીર્ઘ**–જે સ્વરને બોલતાં લંબાવવા પડે છે, તે **દીર્ઘ** કહેવાય છે. आ ई વિગેરે.

**પ્લુત**–સ્વર જ્યારે દીર્ઘ કરતાં પણ વધારે લંબાવીને બોલાય છે, ત્યારે તે **પ્લુત** કહેવાય છે અને સ્વરની આગળ ત્રણ માત્રા સૂચક ३ (ત્રણનો આંક) મૂકીને તે લખવાની રીત છે. જેમકે–अ३, आ३, વિગેરે.

**માત્રા**–આંખ મીંચતાં કે ઉઘાડતાં જે સમય થાય, તેને **માત્રા** કહેવાય છે. હ્રસ્વની ૧ માત્રા, દીર્ઘની ૨ માત્રા, પ્લુતની ૩ માત્રા.

**અનુનાસિક**–[૧] સ્વર જ્યારે નાસિકાની મદદથી બોલાય છે, ત્યારે તે **અનુનાસિક** કહેવાય છે અને સ્વર ઉપર ँ અર્ધ ચંદ્રાકાર અને બિંદુ મૂકી તે લખવાની રીત છે. જેમકે–अँ, आँ, अँ३ आँ३. વિગેરે.

[૨] વ્યંજનોમાં પણ य् ल् व् નાસિકાની મદદથી બોલાય છે ત્યારે **અનુનાસિક** કહેવાય છે અને તે આ રીતે લખાય છે–यँ, लँ, वँ.

૧૫ સ્વ—જે વર્ણોના માંહોમાંહે–એક બીજાની સાથે, સ્થાન અને આસ્યપ્રયત્ન સરખા છે, તેઓ પરસ્પર સ્વ કહેવાય છે.

જેમકે-अ વર્ણના अ, आ, अ३, आ३, अँ, आँ, अँ३, आँ३, એ સર્વે ભેદો પરસ્પર સ્વ છે.

अ–વર્ણ–પરસ્પર સ્વ
इ–વર્ણ–પરસ્પર સ્વ
उ–વર્ણ–પરસ્પર સ્વ
ऋ–વર્ણ–પરસ્પર સ્વ
ऌ–વર્ણ–પરસ્પર સ્વ
ए–કાર– પરસ્પર સ્વ
ऐ–કાર– પરસ્પર સ્વ
ओ–કાર–પરસ્પર સ્વ
औ–કાર–પરસ્પર સ્વ
क–વર્ગ–પરસ્પર સ્વ
च–વર્ગ–પરસ્પર સ્વ
ट–વર્ગ–પરસ્પર સ્વ
त–વર્ગ–પરસ્પર સ્વ
प–વર્ગ–પરસ્પર સ્વ
य्, यँ्– પરસ્પર સ્વ
ल्, लँ्– પરસ્પર સ્વ
व् वँ् – પરસ્પર સ્વ

र्, श्, ष्, स् અને ह् નો કોઇ સ્વ નથી

**तुल्य–स्थानास्यप्रयत्नः स्वः १।१।१७**

## વર્ણોનાં............ઉચ્ચાર સ્થાન.

વર્ણોના ઉચ્ચાર સ્થાન આઠ છે–ઉર (છાતી), કંઠ, શિર, જિહ્વામૂલ, દાંત, નાસિકા, ઓષ્ઠ અને તાલુ.

अ-વર્ણ, ह्, વિસર્ગ :, क વર્ગ...... કંઠય.
इ-વર્ણ, च-વર્ગ, य् श्......... તાલવ્ય.
उ-વર્ણ, प-વર્ગ, )( ઉપધ્માનીય... ઓષ્ઠય.
ऋ-વર્ણ, ट-વર્ગ, र् ष्.......... મૂર્ધન્ય.
ऌ-વર્ણ, त-વર્ગ, ल् स्........... દન્ત્ય.
ए, ऐ... ... ... ...તાલવ્ય.
ओ औ ... ... ...ઓષ્ઠય
व् ... ... ... ...દંત્યૌષ્ઠય
⌣ જિહ્વામૂલીય ... ...જિહ્વય
० અનુસ્વાર ... ...નાસિક્ય
ङ्, ञ्, ण् न्, म्, ... ...પોતપોતાના વર્ગનું સ્થાન.
ઉપરાંત નાસિકાસ્થાન-અનુનાસિક

## વર્ણોના આસ્ય પ્રયત્ન

આસ્ય એટલે મુખ, મુખમાં થતો પ્રયત્ન તે આસ્ય પ્રયત્ન.
આસ્ય પ્રયત્ન ચાર છે—

સ્પૃષ્ટતા ઇષત્સ્પૃષ્ટતા વિવૃતતા ઇષદ્વિવૃતતા

પાંચ વર્ગના પચીશ વ્યંજનોનું કરણ સ્પૃષ્ટ છે.

અંતસ્થા य र ल व નું ,, ઇષત્સ્પૃષ્ટ છે.
ઉષ્માક્ષર श ष स ह નું ,, ઇષદ્વિવૃત છે.
સ્વરો अ વિગેરેનું ,, વિવૃત છે.

સ્પૃષ્ટતા ને સ્પૃષ્ટ કરણ પણ કહેવાય.
પ્રયત્નને કરણ પણ કહેવાય.

## પ્રવેશ ૨ જો. શબ્દ વિચાર

૧ ક્રિયાવાચક શબ્દને ધાતુ કહેવાય છે.

પ્રત્યેક પ્રાણિનો, ખાવું, પીવું, જવું, ચાલવું, હોવું વિગેરે વ્યવહાર–વ્યાપાર, એને ક્રિયા કહેવાય છે.

**क्रियार्थो धातुः ३।३।३**

૨ ધાતુ સિવાયના બાકીના શબ્દોને નામ કહેવાય છે,

**अ–धातु–विभक्ति–वाक्यमर्थवन्नाम १।१।२७**

---

### પાઠ ૧ લો. પહેલો ગણ કર્તરિ પ્રયોગ

૧ વર્તમાના વિભક્તિના પરસ્મૈપદ પ્રત્યયો

| પુરુષ | એકવચન | દ્વિવચન | બહુવચન |
|---|---|---|---|
| ૧ લો | मि | वस् | मस् |
| ૨ જો | सि | थस् | थ |
| ૩ જો | ति | तस् | अन्ति |

**वर्तमाना तिव् तस् अन्ति सिव् थस् थ मिव् वस् मस् ३।३।६**

**स्त्यादि, विभक्तिः १।१।१९**

### પાઠ ૨ જો. પહેલો ગણ

૧ પરસ્મૈપદી ધાતુઓને પરસ્મૈપદ પ્રત્યયો લાગે છે.

नम् + ति—

**शेषात् परस्मै ३।३।१००**

૨ ति વિગેરે પ્રત્યયો લાગતાં, ધાતુને अ વિકરણ પ્રત્યય લાગે છે. नम् + अ + ति = नमति ।

**कर्तर्यनद्भ्यः शव् ३।४।७१**

૩ म् અને व् થી શરુ થતા પ્રત્યયની પહેલાં अ હોય તો એ अ નો आ થાય છે.

नम् + अ + मि—नम् + आ + मि = नमामि ।

मव्यस्याः ४।२।११३

૪ ति વિગેરે વિભક્તિના પ્રત્યયો જેને લાગેલા હોય છે, તે પદ કહેવાય છે. नमति પદ છે.

तदन्तं पदम् १।१।२०

૫ વર્તમાનકાળને જણાવવા ધાતુને વર્તમાના વિભક્તિના પ્રત્યયો લગાડાય છે. नमति તે નમસ્કાર કરે છે.

सति ५।२।१९

## પાઠ ૩ જો. પહેલો ગણ

૧ પદને અંતે स् હોય તો એનો र् થાય છે.

नमतस्—नमतर्—

सो रुः २।१।७२

૨ પદને અન્તે રહેલા र् નો, જો એની પછી વિરામ (એટલે કશુંએ ન) આવે અથવા અઘોષ વ્યંજન આવે તો : વિસર્ગ થાય છે. नमतः । नमतः पठतः ।

रः पदान्ते विसर्गस्तयोः १।३।५३

## પાઠ ૪ થો. પહેલો ગણ

૧ अ ની પછી अ કે ए આવે તો પહેલાંનો अ લોપાય છે, પણ જો પદની શરૂઆતમાં રહેલો अ કે ए આવે તો પહેલાંનો अ લોપાતો નથી.

नम् + अ + अन्ति—नम् + अन्ति = नमन्ति ।

दण्ड + अग्रम् = दण्डाग्रम् । अग्रम् પદ છે.

लुगस्यादेत्यपदे २।१।११३

## પાઠ ૬ ઠ્ઠો. સંધિ

૧ સ્વરો કે વ્યંજનો પાસે આવે તો **સંધિ** થાય છે. પદાન્ત म् પછી કોઈ પણ વ્યંજન આવે, તો એ म् ને બદલે પૂર્વના અક્ષર ઉપર **અનુસ્વાર** થાય છે, અથવા म् ને ઠેકાણે પછીના વ્યંજનનો સ્વ **અનુનાસિક** થાય છે.

त्वं रक्षसि। त्वं चरसि, त्वञ्चरसि। अहं वदामि, अहवँ् वदामि।

**तौ मुमो व्यञ्जने स्वौ १।३।१४**

## પાઠ ૭ મો. પહેલો ગણ. ઉપાન્ત્ય ગુણ

૧ વિકરણ પ્રત્યય अ પૂર્વે ધાતુના ઉપાન્ત્ય (એટલે છેલ્લા વ્યંજનની પૂર્વેના) હ્રસ્વ નામિ સ્વરનો ગુણ થાય છે.

**लघोरुपान्त्यस्य ४।३।४**

૨ ऋ વર્ણનો ગુણ अर्, इ વર્ણનો ગુણ ए, અને उ વર્ણનો ગુણ ओ થાય છે.

वृष + अ + ति—व् + अर् + ष् + ति = वर्षति।

जिम् + अ + ति = जेमति। शुच् + अ + ति = शोचति।

**गुणोऽरेदोत् ३।३।२**

## પાઠ ૮ મો. પહેલો ગણ. અન્ત્ય ગુણ.

૧ વિકરણ પ્રત્યય अ પૂર્વે ધાતુના અંત્ય (એટલે છેલ્લા હ્રસ્વ કે દીર્ઘ નામિ સ્વરનો ગુણ થાય છે. तॄ–तरति।

| | |
|---|---|
| जि + अ + ति— | भू + अ + ति— |
| ज् + ए + अ + ति— | भ् + ओ + अ + ति— |

**नामिनो गुणोऽक्ङिति ४।३।१**

૨ ए ऐ ओ औ પછી કોઈ પણ સ્વર આવે તો તેઓને ઠેકાણે અનુક્રમે अय् आय् अव् અને आव् થાય છે.
ज्+अय्+अ+ति=जयति । भ्+अव्+अ+ति=भवति

एदैतोऽयाय् १।२।२३
ओदौतोऽवाव् १।२।२४

## પાઠ ૯ મો. ચોથો ગણ

૧ ચોથા ગણના ધાતુઓને य વિકરણ પ્રત્યય લાગે છે અને ગુણ થતો નથી. नृत्यति ।

दिवादेः श्यः ३।४।७२

## પાઠ ૧૦ મો. છઠ્ઠો ગણ

૧ છઠ્ઠા ગણના ધાતુઓને अ વિકરણ પ્રત્યય લાગે છે પણ ગુણ થતો નથી. स्फुरति ।

तुदादेः शः ३।४।८१

## પાઠ ૧૧ મો. દશમો ગણ

૧ દશમા ગણના ધાતુઓને પોતાનો इ પ્રત્યય લગાડવો પડે છે.
चिन्त् + इ = चिन्ति – चिन्ति + ति–
દશમા ગણના ધાતુઓને इ પ્રત્યય લાગ્યા બાદ, પહેલા ગણની જેમ પા. ૨. નિ. ૨ થી अ વિકરણ પ્રત્યય લાગે છે અને ગુણ થાય છે. चिन्ति + अ + ति–
चिन्ते + अ + ति—चिन्तय् + अ + ति = चिन्तयति ।

चुरादिभ्यो णिच् ३।४।१७

## પાઠ ૧૨ મો. દશમો ગણ. ઉપાન્ત્ય ગુણ.

૧ દશમા ગણનો इ પ્રત્યય લાગતાં ધાતુના ઉપાન્ત્ય હ્રસ્વ નામિ સ્વરનો ગુણ થાય છે. चुर् + इ = चोरि–चोरयति ।

नामिनो गुणोऽक्ङिति ४।३।१

## પાઠ ૧૩ મો. દશમો ગણ. વૃદ્ધિ.

૧ દશમા ગણનો इ પ્રત્યય લાગતાં ધાતુના ઉપાન્ત્ય अ ની અને અન્ત્ય હ્રસ્વ કે દીર્ઘ નામિ સ્વરની વૃદ્ધિ થાય છે.

ञ्णिति ४।३।५०

नामिनोऽकलि-हलेः ४।३।५१

૨ अ ની વૃદ્ધિ आ, ऋ વર્ણની વૃદ્ધિ आर्, इ વર્ણની વૃદ્ધિ ऐ અને उ વર્ણની વૃદ્ધિ औ થાય છે.

तड् + इ = ताडि + अ + ति = ताडयति ।
पृ + इ = पारि + अ + ति = पारयति ।

वृद्धिरारैदौत् ३।३।१

૩ कथ् गण् रच स्पृह् અને मृग् વિગેરે કેટલીક ધાતુઓમાં इ પ્રત્યય લાગતાં, ગુણ તેમજ વૃદ્ધિ થતી નથી. कथयति ।

अतः ४।३।८२

## પાઠ ૧૪ મો. ધાતુઓના આદેશ

૧ વિકરણ પ્રત્યય લાગતાં, કેટલાક ધાતુઓના આદેશ થાય છે, તે, તે ધાતુની સામે આવા [ ] કૌંસમાં મૂકેલા છે.

गम्-गच्छति । पा-पिबति । शम्-शाम्यति ।

गमिषद्यमश्छः ४।२।१०६

श्रौति-कृवु-धिवु-पा-घ्रा-ध्मा-स्था-म्ना-दाम्-
दृश्यर्ति-शद-सदः शृ-कृ-धि-पिब-जिघ्र-धम-तिष्ठ-
मन-यच्छ-पश्यर्च्छ-शीय-सीदम् ४।२।१०८

शम-सप्तकस्य श्ये ४।२।१११

## પાઠ ૧૫ મો. આત્મનેપદ

### વર્તમાના વિભક્તિના આત્મનેપદ પ્રત્યયો

| પુરુષ | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ | ए | वहे | महे |
| ૨ | से | इथे | ध्वे |
| ૩ | ते | इते | अन्ते |

**वर्तमाना तिव् तस् अन्ति, सिव् थस् थ, मिव् वस् मस् ए वहे महे, से आथे ध्वे, ते आते अन्ते ३।३।६**

૧ આત્મનેપદી ધાતુઓને આત્મનેપદ પ્રત્યયો લાગે છે.
वन्द्+अ+ए—પા, ૪. નિ. ૧ થી अ નો લોપ. वन्दे ।

**इङितः कर्तरि ३।३।२२**

૨ अ વર્ણનો, તેની પછી આવેલા इ વર્ણ, उ વર્ણ, ऋ વર્ણ અને ऌ વર્ણ સાથે મળીને અનુક્રમે ए ओ अर् અને अल् થાય છે.
वन्द् + अ + इते = वन्देते ।

**अवर्णस्येवर्णादिनैदोदरल् १।२।६**

૩ ઉભયપદી ધાતુઓને બન્ને ય પદના પ્રત્યયો લાગે છે.
हरते । हरति ।

**ईगितः ३।३।९५**



## પાઠ ૧૬ મો. વિભક્તિના પ્રત્યયો અને અવ્યયો

| એ. વ. | દ્વિ. વ. | બ. વ. | વિભક્તિ |
|---|---|---|---|
| स् | औ | अस् | प्रथमा |
| अम् | ,, | ,, | द्वितीया |
| आ | भ्याम् | भिस् | तृतीया |
| ए | ,, | भ्यस् | चतुर्थी |
| अस् | ,, | ,, | पञ्चमी |
| ,, | ओस् | आम् | षष्ठी |
| इ | ,, | सु | सप्तमी |

**स्यौजसमौ शस्–टा भ्याम् भिस्–ङे भ्याम् भ्यस्–ङसि भ्याम् भ्यस्–ङसोसाम्–ङ्योस्सुपां त्रयी त्रयी प्रथमादिः १।१।१८**

**स्यात्यादि विंभक्तिः १।१।१९**

૧ स् વિગેરે વિભક્તિના પ્રત્યયો જેને લાગેલા હોય છે, તે પદ કહેવાય છે. बाल + स् = बालः પદ છે.

**तदन्तं पदम् १।१।२०**

૨ અવ્યય નામોને લાગેલા વિભક્તિના પ્રત્યયો લોપાઇ જાય છે. જેના રૂપમાં વ્યય (એટલે ફેરફાર) થતો નથી. તે **અવ્યય** કહેવાય છે. बहुशस् + स् – बहुशस्—

**स्वरादयोऽव्ययम् १।१।३०**
**चादयोऽसत्वे १।१।३१**
**अव्ययस्य ३।२।७**

૩ વિભક્તિના પ્રત્યયો લોપાયા પછી પણ તે **પદ** કહેવાય છે.
**बहुशस्—बहुशर्—बहुशः ।**

**स्थानीवावर्णविधौ ७।४।१०९**

## પાઠ ૧૭ મો. અકારાન્ત પુંલિંગ નામ. પ્રથમા વિભક્તિ

૧ अ વર્ણનો, તેની પછી આવેલા ए કે ऐ તથા ओ કે औ સાથે મળીને અનુક્રમે ऐ તથા औ થાય છે. बाल + औ = बालौ ।

**ऐदौत् सन्ध्यक्षरैः १।२।१२**

૨ પ્રથમા વિભક્તિનો अस् પ્રત્યય પર (પછી) છતાં, પૂર્વના अ નો आ થાય છે. बाल + अस् — बाला + अस्— (હવે અહીં પા. ૪. નિ. ૧. નહીં લાગે.)

**अत आः स्यादौ जस्-भ्याम्-ये १।४।१**

૩ **સમાન સ્વરનો,** તેની પછી આવેલા સ્વ સમાન સ્વર સાથે મળીને સ્વ દીર્ઘ સ્વર થાય છે. बालाः ।

**समानानां तेन दीर्घः १।२।१**

૪ વાક્યમાંનું જે નામ ક્રિયાપદની સાથે ખાસ સીધો (સમાન) સંબંધ રાખતું હોય, તે નામ **મુખ્ય** કહેવાય છે અને બાકીનાં **ગૌણ** કહેવાય છે.

**મુખ્ય** નામને નામાર્થે (નામના પોતાના અર્થમાં) પ્રથમા વિભક્તિ થાય છે.

बालः पठति । बालौ पठतः । बालाः पठन्ति ।

**नाम्नः प्रथमैक-द्वि-बहौ २।२।३१**

**अनन्तः पञ्चम्याः प्रत्ययः १।१।३८**

## પાઠ ૧૮ મો. સંધિ.

૧ स् ના र् પૂર્વે अ હોય અને પછી अ આવે તો र् નો उ થાય છે. बालस् – बालर् + अटति – बालउ + अटति – પા. ૧૫. નિ. ૨ થી बालो अटति—

**अतोऽति रोरुः १।३।२०**

૨ પદાન્તે રહેલા ए કે ओ પછી अ આવે તો अ લોપાય છે અને अ નો લોપ થયો છે તેમ સમજવા તે સ્થાને આવું ऽ અવગ્રહ ચિહ્ન મૂકાય છે. बालोऽटति ।

**एदोतः पदान्ते ऽस्य लुक् १।२।२७**

૩ स् ના र् પૂર્વે अ હોય અને પછી ઘોષવાન્ વ્યંજન આવે, તો પણ र् નો उ થાય છે. बालउ + जयति – बालो जयति । धर्मो रक्षति ।

**घोषवति १।३।२१**

૪ પદાન્ત र् પછી श् ष् કે स् આવે તો र् ને ઠેકાણે અનુક્રમે श् ष् કે स् વિકલ્પે થાય છે–થાય કે ન થાય. बालश्शाम्यति । बालस्सरति । प्रातस्स्मरति ।
ન થાય ત્યારે પા. ૩. નિ ૨ થી વિસર્ગ થાય.
बालः शाम्यति । बालः सरति । प्रातः स्मरति ।

**श–ष–से श–ष–सं वा १।३।६**

૫ પદાન્ત र् પછી च् छ्, ट् ठ् કે त् थ् આવે તો र् ને ઠેકાણે અનુક્રમે श् ष् અને स् નિત્ય થાય છે.
बालश्चरति । बालस्तिष्ठति । प्रातश्चलति ।

**च–ट–ते सद्वितीये १।३।७**

૬ વાક્ય બોલતાં, વક્તા જ્યાં વિરામ લે છે–થોભે છે, ત્યાં સંધિ થતી નથી અને જ્યાં વિરામ લેતો નથી ત્યાં સંધિ થાય છે.
बालः, अटति । बालोऽटति । बलः, जयति । बालोजयति ।

**न सन्धिः १।३।५२**

## પાઠ ૧૯ મો. સંધિ ચાલુ

૧ स् ના र् પૂર્વે आ હોય અને પછી ઘોષવાન્ વ્યંજન આવે તો र् લોપાય છે. वाला गच्छन्ति ।

**अवर्ण-भो-भगोऽघोर्लुगसन्धिः १।३।२२**

૨ स् ના र् પૂર્વે अ વર્ણ હોય અને પછી સ્વર આવે તો र् લોપાય છે. (र् નો य् થઈ નિ. ૩ થી य् લોપાય છે.) અને પછી પાસે આવેલા સ્વરોની સંધિ થતી નથી. (અહીં પા. ૧૮ નિ. ૧ યાદ કરવો.)

बाल इच्छति । वाला इच्छन्ति । बाला अटन्ति ।

**रो यः १।३।२६**

૩ પદાન્ત व् અને य् પૂર્વે अ વર્ણ હોય અને પછી કોઈ પણ સ્વર આવે તો व् અને य् વિકલ્પે લોપાય છે અને પછી પાસે આવેલા સ્વરોની સંધિ થતી નથી.

वालौ इच्छतः—પા. ૮. નિ. ૨ થી बालाव् इच्छतः—

वाला इच्छतः । લોપ ન થાય ત્યારે, बालाविच्छतः ।

वालौ अटतः—वाला अटतः बालावटतः ।

ते इच्छन्ति—त इच्छन्ति तयिच्छन्ति ।

**स्वरे वा १।३।२४**

## પાઠ ૨૦ મો. દ્વિતીયા વિભક્તિ

1 **સમાન** સ્વર પછી अम् નો म् થાય છે. वालम् । मुनिम् ।

**समानादमोऽतः १।४।४६**

૨ દ્વિતીયા વિભક્તિનાં अस् પ્રત્યયના अ સહિત પૂર્વનો **સમાન** સ્વર દીર્ઘ થાય છે અને તે વખતે પુંલિંગ નામોમાં अस् પ્રત્યયના स् નો न् થાય છે.

बाल + अस् — बालास् — बालान् । मुनीन् ।

**शसोऽता शश्च नः पुंसि १।४।४९**

૨ દ્વિતીયા વિભક્તિ કર્મને થાય છે. **नमामि वीरम् ।**

**कर्मणि २।२।४०**

૩ (अ) કર્તા ક્રિયા વડે જેને ખાસ પ્રાપ્ત કરવાને ઈચ્છે, તે કર્મ. **ग्रामं गच्छति ।** જવાની ક્રિયા વડે શું પ્રાપ્ત કરવાને ઈચ્છે છે? ગામ, માટે ગામ એ કર્મ છે.

(आ) જે કરાય તે કર્મ. **हारं रचयति ।** શું રચાય છે? (શું કરાય છે?) હાર, માટે હાર એ કર્મ છે.

**कर्तुर्व्याप्यं कर्म २।२।३**

૪ જે, ક્રિયાને કરે તે કર્તા. **आचार्यो धर्मं कथयति ।** કહેવાની ક્રિયા કોણ કરે છે? આચાર્ય, માટે આચાર્ય, એ કર્તા છે.

**स्वतन्त्रः कर्ता २।२।२**

૫ પદાન્ત न् પછી च् छ्, ट् ठ् કે त् थ्, હોય અને તેની પછી પણ અધુટ્ (ધુટ્ સિવાયનો) વર્ણ હોય, તો એ न् ને ઠેકાણે અનુક્રમે श् ष् स् થાય છે અને પૂર્વના સ્વર ઉપર અનુસ્વાર મૂકાય છે અથવા પૂર્વનો સ્વર અનુનાસિક થાય છે. **बिडालान् + ताडयति—**

**बिडालांस्ताडयति । बिडालाँस्ताडयति ।**

**नोऽप्रशानोऽनुस्वारानुनासिकौ च पूर्वस्याधुट्परे १।३।८**

## પાઠ ૨૧ મો. અકારાન્ત નપુંસકલિંગ પ્રથમા દ્વિતીયા

૧ અકારાન્ત નપુંસક લિંગના सि અને अम् નો अम् થાય છે. **कमलम् २ ।** પા. ૨૦ નિ. ।

**अतःस्यमोऽम् १।४।५७**

૨ નપુંસકનો औ, ई થાય છે. **कमले ।**

**औरीः १।४।५६**

III નપુંસકના પ્ર. દ્વિ. ના **अस्** નો **इ** થાય છે. **कमलानि** ।

**नपुंसकस्य शिः १।४।५९**

१ પ્રથમા અને દ્વિતીયાના બહુવચનનો **इ** પ્રત્યય લાગતાં સ્વરાન્ત નપુંસક નામોની પછી **न्** ઉમેરવામાં આવે છે. **कमल न्+इ**—પા. ૪૭ નિ. ૧ થી **न्** ની પહેલાંનો સ્વર દીર્ઘ થાય છે. **कमलानि** । પા. ૪૦ નિ. ૪ જુઓ.

**स्वराच्छौ १।४।६५**

૨ (**अ**) એકજ પદમાં **र्** **ष्** કે **ऋ** વર્ણથી પર રહેલા **न्** નો **ण्** થાય છે. **पूर्णः** ।

(**आ**) તેમજ—**र्** **ष्** કે **ऋ** વર્ણ અને **न्** ની વચ્ચે **ल्**, **च** વર્ગ, **ट** વર્ગ, **त** વર્ગ, **श्** અને **स्** સિવાય કોઇ પણ વર્ણ હોય, તો પણ **न्** નો **ण्** થાય છે. **मित्राणि** । **पुष्पाणि** । પણ, **काष्ठानि** અહીં **न्** નો **ण्** નહીં થાય.

(**इ**) તેમજ—પદને છેડે **न्** હોય, તો તે **न्** નો **ण्** થતો નથી. **नरान्** ।

**रषृवर्णान्नो ण एकपदेऽनन्त्यस्याल-चटतवर्ग-श-सान्तरे २।३।६३**

૩ દ્વિવચનને છેડે રહેલા **ई**, **ऊ** અને **ए** ની પછી સ્વર આવે તો સંધિ થતી નથી. **फले इच्छति** । **फले अत्र** । **पचेते अन्नम्** ।

**ईदूदेद् द्विवचनम् १।२।३४**

## પાઠ ૨૩ મો. તૃતીયા વિભક્તિ

I અકાર પછી **आ** નો **इन** થાય છે. **बालेन** ।

**टा–ङसोरिन–स्यौ १।४।५**

II અકાર પછી **भिस्** નો **ऐस्** થાય છે. **बालैः** । પા. ૧૭ નિ ૧

**भिस ऐस् १।४।२**

૧ भ्याम् પ્રત્યય લાગતાં પૂર્વના अ નો आ થાય છે.
बाल + भ्याम् = बालाभ्याम् ।
अत आः स्यादौ जस्-भ्याम्-ये १।४।१

૨ તૃતીયા વિભક્તિ કરણને થાય છે. दण्डेन चलति ।
हेतु-कर्तृ-करणेत्थंभूतलक्षणे २।२।४४

૩ જેના વડે ક્રિયા કરાય તે કરણ, એટલે કે ક્રિયા કરવામાં બહુ જ ઉપયોગી સાધન. पादाभ्यां गच्छति ।
साधकतमं करणम् २।२।२४

૪ 'સાથે' એવો અર્થ જણાતો હોય ત્યારે તેના સંબંધવાળા નામને તૃતીયા વિભક્તિ થાય છે.
सह [અવ્યય] સાથે, पुत्रो जनकेन सह गच्छति ।
पुत्रो जनकेन गच्छति । सह વિના પણ તૃતીયા થાય છે.
सहार्थे २।२।४५

## પાઠ ૨૪ મો. ચતુર્થી વિભક્તિ

૧ અકાર પછી ए નો य થાય છે. देवाय ।
ङे-ङस्यो र्यातौ १।४।६

૨ य પ્રત્યય લાગતાં પૂર્વના अ નો आ થાય છે बालाय ।
अत आः स्यादौ जस्-भ्याम्-ये १।४।१

૨ भ् થી શરૂ થતા બહુવચનના પ્રત્યયો લાગતાં પૂર્વના अ નો ए થાય છે. बालेभ्यः ।
एद् बहु-स्-भ्-ओसि १।४।४

૩ ચતુર્થી વિભક્તિ સંપ્રદાનને થાય છે. शिष्याय ज्ञानं यच्छति ।
चतुर्थी २।२।५३

૪ (અ) જેને આપવામાં આવે, તે **સંપ્રદાન. याचकेभ्यो धनं यच्छति ।**

(આ) કર્મ અથવા ક્રિયાવડે કરીને જેની સાથે શ્રદ્ધા, ઉપકાર, કીર્તિ, દુઃખનાશ વિગેરેની ઇચ્છાથી ખાસ વિશિષ્ટ સંબંધ કરવામાં આવે, તે **સંપ્રદાન. शिष्याय धर्मं कथयति । देवेभ्यो नमति ।**

**कर्माभिप्रेयः सम्प्रदानम् २।२।२५**

૫ માટે, વાસ્તે, સારુ, કાજે, અર્થે એવા અર્થમાં ચતુર્થી વિભક્તિ થાય છે. **कुण्डलाय हिरण्यम् ।**

**तादर्थ्ये २।२।५४**

૬ **नमस्** કે **स्वस्ति** અવ્યય સાથે જોડાયેલા નામને ચતુર્થી વિભક્તિ થાય છે.

**नमस्** નમસ્કાર. **स्वस्ति** કલ્યાણ

**नमो देवेभ्यः । स्वस्ति सज्जाय ।**

**शक्तार्थ–वषड्–नमः–स्वस्ति–स्वाहा–स्वधाभिः २।२।६८**

## પાઠ ૨૫ મો. પંચમી વિભક્તિ

। अकार પછી **अस्** પં. એકવચનનો **आत्** થાય છે. **वालात् ।**

**ङे–ङस्यो यातौ १।४।६**

૧ પદને અંતે રહેલા ધુટ્ વ્યંજનને ઠેકાણે તેના સ્થાનના વર્ગનો ત્રીજો વ્યંજન થાય છે. **वालात्—वालाद् ।**

**धुटस्तृतीयः २।१।७६**

૨ અઘોષ વ્યંજન પર આવતાં, શિટ્ સિવાયના ધુટ્ વ્યંજનને ઠેકાણે તેના વર્ગનો પહેલો વ્યંજન થાય છે. **रथाद्+पतति–रथात्पतति ।**

**अघोषे प्रथमोऽशिटः १।३।५०**

૩ વિરામ પર આવતાં, શિટ્ સિવાયના ધુટ્ વ્યંજનને ઠેકાણે, તેના વર્ગનો પહેલો વ્યંજન વિકલ્પે થાય છે. पतति रथात् । पतति रथाद् ।

विरामे वा १।३।५१

૪ વર્ગનો પાંચમો અક્ષર પર આવતાં, પદાન્તે રહેલા વર્ગના ત્રીજા વ્યંજનને ઠેકાણે, તેના વર્ગનો અનુનાસિક વ્યંજન વિકલ્પે થાય છે.

चौरो ग्रामान्नश्यति । चौरो ग्रामाद् नश्यति ।

तृतीयस्य पञ्चमे १।३।१

૫ પંચમી વિભક્તિ અપદાનને થાય છે. प्रासादात्पतति ।

पञ्चम्यपादाने २।२।६९

૬ જેનાથી છૂટું પડવાનું હોય, તે અપાદાન.

वृक्षात्पर्णं पतति ।

अपायेऽवधिरपादानम् २।२।२९

૭ विना અવ્યય સાથે જોડાયેલા નામને દ્વિતીયા, તૃતીયા કે પંચમી વિભક્તિ થાય છે.

धर्मं विना, धर्मेण विना, धर्माद्विना, सुखं न भवति ।

विना ते तृतीया च २।२।११५

## પાઠ ૨૬ મો ષષ્ઠી અને સપ્તમી વિભક્તિ

૧ ષષ્ઠી એ વ. अस् નો स्य થાય છે. बालस्य ।

टा–ङसोरिन–स्यौ १।४।५

૨ હ્રસ્વ સ્વરાન્ત, આકારાન્ત [आप् પ્રત્યયાન્ત], તેમજ સ્ત્રીલિંગે જ હોય એવા ई કારાન્ત ऊकारान्त નામથી आम् નો नाम् થાય છે. बालानाम् । मुनीनाम् ।

ह्रस्वापश्च १।४।३२

१ नाम् પ્રત્યય પર છતાં પૂર્વનો સમાન સ્વર દીર્ઘ થાય છે.
वाल+नाम्=बालानाम् । मुनीनाम् ।
दीर्घो नाम्यतिसृ-चतसृ-षृः १।४।४७

२ ओस् પ્રત્યય તેમજ सु થી શરુ થતા બહુવચનના પ્રત્યય પર છતાં, પૂર્વના अ નો ए થાય છે.
वाल + ओस् – बाले + ओस्=बालयोः २ ।
वाल + सु —बाले + सु —
एद् बहु-स्-भ्-ओसि १।४।४

३ નામી, અન્તસ્થા કે क વર્ગના કોઈ પણ વ્યંજનની પર રહેલા स् નો ष् થાય છે, પરંતુ—
એ स् પદની અંદર ( આદિમાં કે અંતમાં નહી ) હોવો જોઈએ અને કોઈ પણ નિયમથી કરાયેલો—આવેલો હોવો જોઈએ. बालेषु ।

नाम्यन्तस्था-कवर्गात् पदान्तः कृतस्य सः
शिड्-नान्तरेऽपि २।३।१५

४ નામનો બીજા નામની સાથે સંબંધ હોય ત્યારે, ગૌણ નામને ષષ્ઠી વિભક્તિ થાય છે वृक्षस्य पर्णम् ।
शेषे २।२।८१

५ સપ્તમી વિભક્તિ અધિકરણ ને થાય છે. स्वर्गे देवाः ।
सप्तम्यधिकरणे २।२।९५

६ વસ્તુનો આધાર—વસ્તુને રહેવાનું સ્થાન, તે અધિકરણ
घटे जलम् । गृहे तिष्ठति । तिलेषु तैलम् ।
क्रियाश्रयस्याधारोऽधिकरणम् २।२।३०

૭ અસ્વ ( સ્વ સિવાયનો ) સ્વર પર છતાં, પૂર્વના इ વર્ણ उ વર્ણ ऋ વર્ણ અને ऌ વર્ણનો અનુક્રમે य् व् र् અને ल् થાય છે. अस्ति + अत्र = अस्त्यत्र । ग्रामेषु + अटन्ति = ग्रामेष्वटन्ति ।

इवर्णादेरस्वे स्वरे यवरलम् १।२।२१



## युस्मद् अस्मद् સર્વનામ

१ દ્વિવચનમાં युवद् અને आवद् થાય છે. युवाम् । आवाम् ।

मन्तस्य युवावौ द्वयोः २।१।१०

२ એકવચનમાં त्वद् અને मद् થાય છે. त्वाम् । माम् ।

त्वमौ प्रत्ययोत्तरपदे चैकस्मिन् २।१।११

---

१ अम् અને औ નો म् થાય છે. त्वाम् । माम् ।
युवाम् । आवाम्

अमौ मः २।१।१६

२ अस् દ્વિ. બ. વ. નો न् થાય છે. युष्मान् । अस्मान् ।

शसो नः २।१।१७

૩ ચતુર્થી भ्यस् નો अभ्यम् થાય છે. युष्मभ्यम् । अस्मभ्यम् ।

अभ्यम् भ्यसः २।१।१८

४ પંચમી अस् અને भ्यस् નો अद् થાય છે. त्वद् । मद् ।
युष्मद् अस्मद् ।

ङसेश्चाद् २।१।१९

५ आम् નો आकम् થાય છે. युष्माकम् । अस्माकम् ।

आम आकम् २।१।२०

૧ વ્યંજનાદિ પ્રત્યયો પર છતાં અંતનો आ થાય છે. त्वाम्। माम् । युवाभ्याम्। आवाभ्याम्। युष्मासु। अस्मासु।
युष्मदस्मदोः २।१।६

૨ आ इ અને ओस् પર છતાં અંતનો य् થાય છે.
त्वया। मया। त्वयि। मयि। युवयोः २। आवयोः २।
टा-ङ्योसि यः २।१।७

૩ બાકીના સ્વરાદિ પ્રત્યયો પર છતાં અંતનો લોપ થાય છે.
युष्मभ्यम् । अस्मभ्यम् ।
शेषे लुक् २।१।८

---

૧ પ્રથમા એકવચન त्वम् અને अहम् થાય છે.
त्वमहं सिना प्राक् चाकः २।१।१२

૨ પ્રથમા બહુવચન यूयम् અને वयम् થાય છે.
यूयं वयं जसा २।१।१३

૩ ચતુર્થી એકવચન तुभ्यम् અને मह्यम् થાય છે.
तुभ्यं मह्यम् ङया २।१।१४

૪ ષષ્ઠી એકવચન तव અને मम થાય છે. तव । मम ।
तव मम ङसा २।१।१५

પાઠ ૨૭ મો. સંબોધનાર્થ પ્રથમા.

। સંબોધનાર્થ सु અને अम् નો ० લોપ થાય છે.
अदेतः स्यमो र्लुक् १।४।४४

૧ સંબોધનના અર્થમાં નામને પ્રથમા વિભક્તિ થાય છે.
કાંઈ પણ કહેવા માટે કોઈને બોલાવવો, સન્મુખ કરવો, તે સંબોધન. हे बाल ! त्वं क्व गच्छसि ? । हे कमल ! कथं न स्फुटसि ? ।
आमन्त्र्ये २।२।३२

૨ अस्मद्-હું, એ પહેલો પુરૂષ છે. युष्मद्-તું, એ બીજો પુરુષ છે, અને આ બે શબ્દો સિવાય અન્ય-ત્રીજો કોઈ પણ શબ્દ તે ત્રીજો પુરુષ છે.

(અ) વાક્યમાં ત્રણે પુરુષ એકી સાથે વપરાયા હોય તો પહેલા પુરુષની મુખ્યતા રહે છે, એટલે ક્રિયાપદ પહેલા પુરુષમાં મૂકાય છે.

स च त्वं चाहं च पचामः ।

(આ) બે પુરુષ એકી સાથે વપરાયા હોય અને જો તેનાં પહેલો પુરુષ હોય તો પહેલાની મુખ્યતા રહે છે અને પહેલો પુરુષ ન હોય તો બીજાની મુખ્યતા રહે છે.

त्वं चाहं च पचावः । स चाहं च पचावः ।

स च त्वं च पचथः ।

त्रीणि त्रीण्यन्य-युष्मदस्मदि ३।३।१७

। जन् [ जा ] જન્મવું, ઉત્પન્ન થવું, જન્મ થવો. जायते ।

जा ज्ञा-जनो ऽत्यादौ ४।२।१०४

## પાઠ ૨૮ મો આકારાન્ત [આપ્ પ્રત્યયાન્ત] સ્ત્રીલિંગ નામ

। દીર્ઘ ઈકારાન્ત [ઙીપ્રત્યયાન્ત] આકારાન્ત [આપ્ પ્રત્યયાન્ત] અને વ્યંજનાન્ત નામથી स् નો લોપ ० થાય છે. माला । नदी । मरुत् ।

दीर्घ-ङ्याब्-व्यञ्जनात् सेः १।४।४५

॥ ચતુર્થી પંચમી ષષ્ઠી અને સપ્તમી એક વચન ए अस् अस् અને इ નો અનુક્રમે यै यास् यास् અને याम् થાય છે.

मालायै । मालायाः २ । मालायाम् ।

आपो ङितां यै यास् यास् याम् १।४।१७

૬ અમુક વસ્તુ લઇને તેને બદલે બીજી વસ્તુ આપવાની હોય, તો જે વસ્તુ લેવાની હોય તેને **प्रति** અવ્યયના યોગમાં પંચમી વિભક્તિ થાય છે. **प्रति**–બદલે. **तिलेभ्यः प्रति माषान्प्रयच्छति** । તલને (લઈને) બદલે અડદ આપે છે.

**यतः प्रतिनिधि–प्रतिदाने प्रतिना २।२।७२**

## પાઠ ૩૦ મો. કર્મણિ પ્રયોગ અને ભાવે પ્રયોગ

૧ જે ધાતુને કર્મ ન હોય, તે ધાતુ **અકર્મક** કહેવાય અને જે ધાતુને કર્મ હોય, તે ધાતુ **સકર્મક** કહેવાય છે.

**चैत्रस्तिष्ठति । देवदत्तस्तण्डुलान्पचति ।**

જે ધાતુને બે કર્મ હોય છે, તે ધાતુ **દ્વિકર્મક** કહેવાય છે. જેને ઉદ્દેશીને ક્રિયાકરવામાં આવે, તે **મુખ્ય કર્મ** અને મુખ્ય કર્મની ખાતર જે બીજા ઉપર પણ ક્રિયાની અસર પહોંચે, તે **ગૌણકર્મ**. **याचका नृपं धनं याचन्ते** યાચકો રાજા પાસે ધન માગે છે. **गोपोऽजां ग्रामं नयति** ગોવાળ બકરીને ગામ તરફ લઈ જાય છે. **धन** અને **अजा** મુખ્ય કર્મ છે, **नृप** અને **ग्राम** ગૌણકર્મ છે.

અર્થ બદલાય છે ત્યારે કોઈ વખત સકર્મક ધાતુ અકર્મક થાય છે અને અકર્મક ધાતુ સકર્મક થાય છે.

કર્મ મૂકવામાં ન આવ્યું હોય ત્યારે સકર્મક ધાતુ અકર્મક થાય છે.

**किङ्करो भारं वहति** । નોકર ભાર વહન કરે છે.

**नदी वहति** । નદી વહે છે.

**देवदत्तस्य सुखं भवति । देवदत्तः सुखमनुभवति ।**

**चैत्रोऽन्नं पचति । चैत्रःपचति ।**

**कर्तुर्व्याप्यं कर्म ।२।२।३**

૨ ધાતુ સકર્મક હોય તો **કર્મણિ પ્રયોગ** થાય છે અને અકર્મક હોય તો **ભાવે પ્રયોગ** થાય છે.
કર્મણિ પ્રયોગમાં કે ભાવે પ્રયોગમાં ધાતુને આત્મનેપદ પ્રત્યયો લાગે છે. खाद्+ते—क्षुभ्+ते—

**तत् साप्यानाप्यात् कर्म-भावे ३।३।२१**

૩ કર્મણિ પ્રયોગમાં કે ભાવે પ્રયોગમાં ધાતુને આત્મનેપદ પ્રત્યયો લાગતાં य પ્રત્યય લગાડવામાં આવે છે.
खाद्+य+ते=खाद्यते। क्षुभ्+य+ते=क्षुभ्यते।
**क्यः शिति ३।४।७०**

૪ કર્મણિ પ્રયોગમાં કે ભાવે પ્રયોગમાં य પ્રત્યય લાગતાં દશમા ગણનો પોતાનો इ પ્રત્યય લોપાય છે પરંતુ ધાતુમાં થયેલ ગુણ કે વૃદ્ધિ કાયમ રહે છે. **चोर्यते। ताड्यते।**
**णेरनिटि ४।३।८३**

૫ કર્તાને **તૃતીયા** વિભક્તિ થાય છે.
**बालेन मोदकः खाद्यते। समुद्रेण क्षुभ्यते।**
**हेतु-कर्तृ-करणेत्थंभूतलक्षणे २।२।४४**

## પાઠ ૩૧ મો. હ્યસ્તન ભૂતકાળ.

૧ **હ્યસ્તની વિભક્તિ પરસ્મૈપદ**

| પુરુષ | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો | अम् | व | म |
| ૨ જો | स् | तम् | त |
| ૩ જો | त् | ताम् | अन् |

जि+त्—પા. ૨. નિ ૨ થી जि+अ+त्—પા. ૮. નિ. ૧ તથા પા. ૭. નિ. ૨ થી जे+अ+त्—પા. ૮ નિ. ૨ થી जय्+अ+त्—

**ह्यस्तनी, दिव् ताम् अन्. सिव् तम् त. अम्व् व म ३।३।९**

૧ હ્યસ્તની વિભક્તિના પ્રત્યયો લાગતાં ધાતુની પૂર્વે અ મૂકવામાં આવે છે. अ+जय्+अ+त्=अजयत् ।

**अड् धातोरादि र्ह्यस्तन्यां चामाङा ૪।૪।૨૯**

૨ ઉપસર્ગ સહિત ધાતુ હોય, તો ઉપસર્ગની પછી અને ધાતુની પૂર્વે અ મૂકાય છે.

प्र+विश्+अ+त्—प्र+अ+विश्+अ+त्=प्राविशत् ।

**न प्रादिरप्रत्ययः ૩।૩।૪**

૩ જો ધાતુની શરૂઆતમાં સ્વર હોય તો ધાતુની પૂર્વે અ ન મૂકતાં, ધાતુના આદિ (શરૂઆતના) સ્વરની વૃદ્ધિ કરવી.

इष्+अ+त् પા. ૧૪ નિ. ૧ થી इच्छ्+अ+त्—

પા. ૧૩ નિ ૨ થી ऐच्छ्+अ+=ऐच्छत् ।

**स्वरादेस्तासु ૪।૪।૩૧**

૪ આજના સિવાયના ભૂતકાળને જણાવવા ધાતુને હ્યસ્તની વિભક્તિના પ્રત્યયો લગાડાય છે. अजयन् ।

**अनद्यतने ह्यस्तनी ५।२।७**

૫ હ્રસ્વ સ્વર પછી પદને અંતે રહેલા ङ्, ण् અને न्, સ્વર પર છતાં બેવડાય છે.

तस्मिन्+उद्याने=तस्मिन्नुद्याने बालाः क्रीडन्ति ।

**ह्रस्वाद् ङ-ण-नो द्वे ૧।૩।૨૭**

## પાઠ ૩૨ મો.

। હ્યસ્તની વિભક્તિ આત્મનેપદ

| | | |
|---|---|---|
| इ | वहि | महि |
| थास् | इथाम् | ध्वम् |
| त | इताम् | अन्त |

ह्यस्तनी दिव् ताम् अन् सिव् तम् त अम्व् व म त आताम् अन्त. थास् आथाम् ध्वम्. इ वहि महिः ३।३।९

૧ (अ) त વર્ગ જ્યારે श् કે च વર્ગ સાથે જોડાય છે ત્યારે તેને ઠેકાણે તેને મળતો च વર્ગ મૂકાય છે, એટલે त्, थ्, द्, ध् અને न् ને ઠેકાણે અનુક્રમે च्, छ्, ज्, झ् અને ञ् મૂકાય છે.

अरक्षत्+शीलम्=अरक्षच्शीलम् ।
नृपान्+जयति=नृपाञ्जयति ।
आगच्छद्+जनः=आगच्छज्जनः ।

(अ) त વર્ગ જ્યારે ष् કે ट વર્ગ સાથે જોડાય છે, ત્યારે તેને ઠેકાણે તેને મળતો ट વર્ગ મૂકાય છે.

उद्+डयते=उड्डयते ।
अपश्यन्+डिम्भम्=अपश्यण्डिम्भम् ।

**त-वर्गस्य श्च-वर्ग-ष्ट-वर्गाभ्यां योगे च-ट-वर्गौ**

**१।३।६०**

૨ ल् પર છતાં પદને અંતે રહેલા त વર્ગને ઠેકાણે ल् થાય છે. પણ न् ને ઠેકાણે અનુનાસિક लँ् થાય છે.

वृक्षाद्+लता पतति=वृक्षाल्लता पतति ।
वृक्षान्+लता आरोहन्ति=वृक्षाल्ँलता आरोहन्ति ।

**लि लौ १।३।६५**

૩ પદને અંતે રહેલા **પ્રથમ** અક્ષરની પછી श् આવે અને श् ની પછી ધુટ્ સિવાયનો વર્ણ હોય તો श् નો વિકલ્પે छ् થાય છે. अरक्षच्छीलम् । अरक्षच्शीलम् ।

**प्रथमादधुटि शश्छः १।३।४**

૪ માન આપવાને યોગ્ય નામ બહુવચનમાં પણ વપરાય છે.
आचार्याः कथयन्ति । आचार्यः कथयति ।

**गुरावेकश्च २।२।१२४**

## પાઠ ૩૩ મો. કૃદન્ત.

૧ ધાતુને જે પ્રત્યયો લાગીને ધાતુ પરથી શબ્દો બને છે, તે પ્રત્યયો કૃત્ કહેવાય છે, જે શબ્દોને અંતે કૃત્ પ્રત્યય હોય છે, તે શબ્દો **કૃદન્ત** કહેવાય છે.

**आतुमोऽत्यादिः कृत् ५।१।१**

૨ ધાતુને **तुम्** પ્રત્યય લાગીને હેત્વર્થ કૃદન્ત બને છે.
**पा+तुम्=पातुम् ।**
**जलं पातुं गच्छन्ति** પાણી પીવાને. (પીવા માટે) જાય છે.

**क्रियायां क्रियार्थायां तुम् णकच् भविष्यन्ती ५।३।१३**

૩ (અ) ધાતુને **त्वा** [ **क्त्वा** ] પ્રત્યય લાગીને સંબંધકભૂત કૃદન્ત બને છે. **हृ+त्वा=हृत्वा । रावणः सीतां हृत्वा लङ्कां गच्छति ।** રાવણ સીતાને લઈને લંકામાં જાય છે.

**प्राक्काले ५।४।४७**

(બ) જો ધાતુની પૂર્વે ઉપસર્ગ વિગેરે કોઈ અવ્યય જોડાયેલો હોય તો **त्वा** ને ઠેકાણે **य** થાય છે. **आ+नी+य=आनीय ।**

**अनञः क्त्वो यप् ३।२।१५४**

(ક) જો ધાતુને અંતે હ્રસ્વ સ્વર હોય તો **य** ની પૂર્વે **त्** આવે છે. **वि+जि+त्+य=विजित्य ।**

**ह्रस्वस्य तः पित्कृति ४।४।११४**

૪ **त्वा** અને **तुम्** પ્રત્યયવાળાં કૃદન્તો અવ્યય છે.
**क्त्वातुमम् १।१।३५**

૫ સકર્મક ધાતુને ભૂતકાળમાં કર્મણિ પ્રયોગમાં त [ क्त ] પ્રત્યય લાગીને **કર્મણિભૂત કૃદન્ત** થાય છે અને તે કર્મનું વિશેષણ બને છે. जि+त=जित । रामेण रावणो जितः । રામ વડે રાવણ જીતાયો. રામે રાવણ જીત્યો.

**क्त–क्तवतू ५।१।१७४**

**तत् साप्यानाप्यात् कर्म–भावे कृत्य–क्त–खलर्थाश्च ३।३।२१**

૬ અકર્મક ધાતુને ભૂતકાળમાં ભાવે પ્રયોગમાં त [ क्त ] પ્રત્યય લાગીને **ભાવેભૂત કૃદન્ત** થાય છે અને તે નપુંસકલિંગ એકવચનમાં વપરાય છે. भू+त=भूत । दिवसेन भूतम् દિવસ વડે થવાયુ . [ દિવસ થયો. ] रामेण जितम् ।

**तत् साप्यानाप्यात् कर्म-भावे कृत्य-क्त खलर्थाश्च ३।३।२१**

૭ "જવું" ( ગતિ ) અર્થવાળા ધાતુઓને અને અકર્મક ધાતુઓને ભૂતકાળમાં કર્તરિ પ્રયોગમાં त [ क्त ] પ્રત્યય લાગીને **કર્તરિભૂત કૃદન્ત** પણ થાય છે, અને તે કર્તાનું વિશેષણ બને છે. सृ + त = सृत । कूर्मः समुद्रं सृतः કાચબો સમુદ્ર તરફ ગયો. दिवसो भूतः દિવસ થયો. रामो जितः । रावणः पराजितः ।

**क्त–क्तवतू ५।१।१७४**

**गत्यर्थाकर्मक–पिब–भुजेः ।५।१।११**

## પાઠ ૩૪ મો. વ્યંજનાન્ત નામ

૧ અકારાન્ત સિવાયના નપુંસક નામથી सि અને अम् નો લોપ ० થાય છે. जगत् । वारि । मधु ।

**अनतो लुप् १।४।५९**

૧ વ્યંજનાદિ પ્રત્યયો પર છતાં પૂર્વનું નામ **પદ** થાય છે. પણ **य** થી શરુ થતો પ્રત્યય પર છતાં **પદ** થતું નથી.

**मरुत्+भ्याम्** – પા. ૨૫. નિ. ૧ થી **मरुद्भ्याम्** । એવી રીતે **युध्+भ्याम् = युद्भ्याम्** । **मरुत् + सु – मरुद् + सु** – પા. ૨૫ નિ. ૨ થી **मरुत्सु** । **युध्+सु – युद् + सु = युत्सु** ।

**नाम सिदय्–व्यञ्जने १।१।२१**

૨ પ્રથમા અને દ્વિતીયાના બહુવચનનો **इ** પ્રત્યય પર છતાં નપુંસક નામના છેલ્લા સ્વરની પછી રહેલા ધુટ્ વ્યંજનની પૂર્વે **न्** ઉમેરાય છે. **जगत् + इ—जगन्त् + इ = जगन्ति** ।

**धुटां प्राक् १।४।६६**

૩ **स्पृह्** ધાતુનુ કર્મ વિકલ્પે સંપ્રદાન થાય છે.

**पुष्पेभ्यः स्पृहयति । पुष्पाणि स्पृहयति ।**

**स्पृहे व्याप्यं वा २।२।२६**

૪ ક્રોધ, દ્રોહ, ઈર્ષ્યા અને અસૂયા અર્થવાળા ધાતુઓના યોગમાં જેના પ્રત્યે કોપ થાય, તે નામ સંપ્રદાન થાય છે.

**मैत्राय क्रुध्यति । मैत्राय कुप्यति । मैत्राय द्रुह्यति ।**

**क्रुद्–द्रुहेर्ष्यासूयार्थैर्यं प्रति कोपः २।२।२७**

૫ ઉપસર્ગ પૂર્વક **क्रुध्** અને **द्रुह्** ધાતુ હોય, તો જેના પ્રત્યે કોપ હોય, તે નામ સંપ્રદાન ન થાય પણ કર્મ થાય છે.

**मैत्रमभिक्रुध्यति ।**

**नोपसर्गात्क्रुद्–द्रुहा २।२।२८**

૬ "ગમવું" [રુચિ] અર્થવાળા ધાતુઓના યોગમાં જેને ગમતું હોય, તેને ચતુર્થી વિભક્તિ થાય છે.

**जिनदत्ताय रोचते धर्मः ।**

**रुचि–कृप्यर्थ–धारिभिःप्रेय–विकारोत्तमर्णेषु २।२।५५**

## પાઠ ૩૫ મો. સર્વનામ.

૧ પ્રથમા બહુવચન अस् નો इ થાય છે. सर्वे ।
जस इः १।४।९

૧૧ ચ. એ. ए અને પં. એ. अस् નો स्मै અને स्मात् થાય છે.
सर्वस्मै । सर्वस्मात् ।
सर्वादेः स्मै-स्मातौ १।४।७

૧૧૧ इ નો स्मिन् થાય છે. सर्वस्मिन् ।
ङेः स्मिन् १।४।८

૧V आम् નો साम् થાય છે. सर्व+आम्-
सर्वे + साम्—પા. ૨૬. નિ. ૨ થી सर्वे + साम्—પા. ૨૬. નિ. ૩ થી सर्वेषाम् ।
अवर्णस्यामः साम् १।४।१५

१ વિભક્તિના પ્રત્યયો પર છતાં किम् નો क, तद् નો त, यद् નો य, अदस् નો अद, इदम् નો इद, एतद् નો एत અને द्वि નો द्व થાય છે. कः । यः । द्वौ
किमः कस्तसादौ च २।१।४०
आ-द्वेरः २।१।४१

૨ स् પ્રત્યય પર છતાં तद् અને एतद् ના त् નો स् થાય છે. सः । एषः પા. ૨૬. નિ. ૩ જુઓ.
तः सौ सः २।१।४२

૩ एतद् અને तद् થી પર આવેલ स् પ્રત્યયનો વ્યંજન પર છતાં લોપ થાય છે. एष गच्छति । स पठति ।
एतदश्च व्यञ्जनेऽनग्-नञ्समासे १।३।४६

---

## अदस् અને इदम् સર્વનામ

I अद નો अम કરવો અને તેનાં सर्व પ્રમાણે રૂપો કરવાં, ત્યાર બાદ म् પછીના હ્રસ્વ સ્વરનો હ્રસ્વ उ અને દીર્ઘ સ્વર નો દીર્ઘ ऊ કરવો अमुम् । अमून् । પણ બહુવચનમાં म् પછી જ્યાં ए હોય ત્યાં દીર્ઘ ई કરવો. अमी । अमीषु । પ્રથમા અને તૃતીયા એક વચન અનુક્રમે असौ અને अमुना થાય છે.

मोऽवर्णस्य २।१।४५

मादुवर्णोऽनु २।१।४७

वहुष्वेरीः २।१।४९

अदसो दः सेस्तु डौ २।१।४३

प्रागिनात् ३।१।४८

II इदम् અને अदस् ના તૃતીયા બહુ વચનમાં भिस् નો ऐस् આદેશ થતો નથી પા. ૨૪ નિ. ૨ થી ए કરી પછી ई કરવો. अमीभिः ।

इदमदसोऽक्येव १।४।३

---

III इद નો इम કરવો. इमौ । તૃતીયા વિભક્તિથી માંડીને अ કરવો, आभ्याम् । एभिः । તૃતીયા એક વચન અને પછી સપ્તમી દ્વિવચનમાં अन કરવો અને તેનાં सर्व પ્રમાણે રૂપો કરવાં अनेन । अनयोः । પ્રથમા એક વચન अयम् થાય છે.

दो मः स्यादौ २।१।३९

अनक् २।१।३६

टौस्यनः २।१।३७

अयमियं पुं–स्त्रियोः सौ २।१।३८

## પાઠ ૩૬ મો. સર્વનામ સ્ત્રીલિંગ

सर्व+પા. ૨૮. નિ. ૪ થી आ=सर्वा

૧ यै यास् यास् અને याम् ની પૂર્વે अस् [ङस्] થાય છે.

सर्वस्यै। सर्वस्याः २। सर्वस्याम्।

**सर्वादे ङस्-पूर्वाः १।४।१८**

१. પ્રયોજન (કાર્ય-ફળ) ને માટે પ્રત્યયો વિગેરેને નીશાની તરીકે લગાડાતા જે વર્ણ કે વર્ણો પ્રયોગમાં રખાતા નથી, પણ જાય છે માટે તે ઈત્ કહેવાય છે.

કૌંસમાં, પ્રત્યયો વિગેરે, ઈત્ વર્ણ સહિત આપેલા છે. જેમકે अस्यै [ङस्यै] આમાં ङ् વર્ણ ઇત્ છે.

**अ-प्रयोगीत् १।१।३७**

૨ ङ् ઈત્ વાળો પ્રત્યય પર છતાં અન્ત્ય સ્વર અને તેની પછીના વ્યંજનો લોપાય છે.

सर्वा + अस्यै [ङस्यै] सर्वस्यै। અહીં અન્ત્ય સ્વર आ નો લોપ થયોછે, અન્ત્ય સ્વરાદિનો લોપ કરવો એજ ङ् ઇત્નું પ્રયોજન (ફળ) છે, ઈત્ વર્ણ પ્રયોગમાં રખાતો નથી. सर्वस्यै આ પ્રયોગમાં ङ् રહ્યો નથી.

**ङित्यन्त्यस्वरादेः २।१।११४**

૧ किम् तद् यद् अदस् इदम् एतद् द्वि નાં સ્ત્રીલિંગ રૂપો અનુક્રમે का ता या अदा इदा एता અને द्वा શબ્દો બનાવીને सर्वा પ્રમાણે કરવાં, પ્રથમા એકવચનમાં तद् અને एतद् ના त् નો स् કરવો. सा। एषा।

अदा નો अमा કરવો અને તેનાં सर्वा પ્રમાણે રૂપો કરવાં, ત્યાર બાદ म् પછીના હ્રસ્વ સ્વરનો હ્રસ્વ उ અને દીર્ઘ સ્વરનો દીર્ઘ ऊ કરવો. પ્રથમા એક વચનમાં असौ પુલિંગ જેવું રૂપ થાય છે.

इदा નો इमा, તૃતીયા વિભક્તિથી માંડીને आ, પણ તૃતીયા એકવચન અને ષષ્ઠી સપ્તમી દ્વિવચનમાં अना કરવો અને सर्वा પ્રમાણે રૂપો કરવાં, પ્રથમા એકવચન इयम् થાય છે.

**आत् २।४।१८**

૩ ક્રિયાનાં વિશેષણો નપુંસકલિંગ એકવચનમાં વપરાય છે. અને તેને દ્વિતીયા વિભક્તિ થાય છે.

भृशं प्रयतते બહુ પ્રયત્ન કરે છે.

**क्रिया-विशेषणात् २।२।४१**

૪ धिक्, अन्तरेण વિગેરે અવ્યયની સાથે જોડાયેલા નામને દ્વિતીયા થાય છે. धिग् जाल्मम् લુચ્ચાને ધિક્કાર થાઓ. आन्तरेण धर्मं सुखं न भवति ધર્મ વિના સુખ થતું નથી.

**गौणात् समया-निकषा-हा-धिगन्तरान्तरेणाति-येन-तेनै र्द्वितीया २।२।३३**

## પાઠ ૩૭ મો.

### इકારાન્ત અને उકારાન્ત પુંલિંગ નામો

1 आ નો ना થાય છે. मुनिना । भानुना ।

**टः पुंसि ना १।४।२४**

ll इ નો औ [डौ] થાય છે.

मुनौ । भानौ । પા. ૩૬. નિ. ૨

**ङि डौंः १।४।२५**

૧ इકારાન્ત અને उકારાન્ત નામોના અન્ત્ય इ અને उ નો પ્રથમા દ્વિતીયાના औ પ્રત્યય સહિત, દીર્ઘ ई અને ऊ થાય છે. मुनि + औ = मुनी । भानू ।

**इदुतोऽस्त्रेरीदूत् ।१।४।२१**

૨ પ્રથમાનો अस् પ્રત્યય પર છતાં इકારાન્ત અને उકારાન્ત નામોના અન્ત્ય इ અને उનો અનુક્રમે ए અને ओ થાય છે.
मुनि+अस्—मुने + अस्=मुनयः । भानवः ।
जस्येदोत् ।१।४।२२

૩ ચતુર્થીનો ए અને પંચમી ષષ્ઠીનો अस् પ્રત્યય પર છતાં इકારાન્ત અને उકારાન્ત નામોના અન્ત્ય इ અને उ નો અનુક્રમે ए અને ओ થાય છે.
मुनि + ए—मुने+ए=मुनये । भानवे ।
मुनि + अस्—मुने + अस्—
भानु + अस्—भानो + अस्—
ङित्यदिति ।१।४।२३

૪ ए અને ओ પછી પંચમી ષષ્ઠીના अस् નો र् થાય છે.
मुने+र्=मुनेः २। भानोः २।
एदोद्भ्यां ङसि-ङसो रः ।१।४।३५

૫ સંબોધનમાં હ્રસ્વ સ્વરાન્ત નામોના અન્ત્ય સ્વરનો स् પ્રત્યય સહિત ગુણ થાય છે. हे मुने !। हे भानो !।
ह्रस्वस्य गुणः ।१।४।४१

૬ ષષ્ઠી બહુવચનમાં त्रि નો त्रय થાય છે. त्रयाणाम् ।
त्रेस्त्रयः ।१।४।३४

૭ र् પછી र् આવે તો પૂર્વનો र् લોપાય છે અને તેની પૂર્વે રહેલા अ, इ અને उ દીર્ઘ થાય છે. पुनर्+रिपुः= पुना रिपुः। इन्दुर्+राजते=इन्दू राजते ।
रो रे लुग् दीर्घश्चादिदुतः ।१।३।४१

## પાઠ ૩૮ મો.

### ઇકારાન્ત અને ઉકારાન્ત નપુંસક નામો.

૧ નામ્યન્ત નપુંસક નામોને સ્વરાદિ પ્રત્યયોની પૂર્વે न् ઉમેરવામાં આવે છે, પણ आम् પ્રત્યયનો नाम् આદેશ થાય છે. **वारि + ई – वारि + न् ई = वारिणी । वारीणि । मधुनी । मधूनि ।** પાઠ ૪૦ નિ ૪ અને પા. ૪૭ નિ. ૧ જુઓ.

**अनाम् स्वरे नोऽन्तः ।१।४।६४**

૨ સંબોધન એક વચનમાં નામ્યન્ત નપુંસક નામોના અંત્ય સ્વરનો વિકલ્પે ગુણ થાય છે. પા. ૩૭ નિ. ૫ જુઓ. પક્ષે પા. ૩૪ નિ. ।

**वारे ! वारि ! मधो ! मधु ! ।**

**नामिनो लुग् वा ।१।४।६१**

૩ અંગ કે સ્વભાવ વિગેરેનાં વિશેષણો, અંગ કે સ્વભાવ વિગેરે જેના હોય, તેની પ્રસિદ્ધિ માટે વપરાતાં હોય, તો તે અંગ કે સ્વભાવ વિગેરેને **તૃતીયા** વિભક્તિ થાય છે.

**देवदत्तस्य पादः खञ्जः—देवदत्तः पादेन खञ्जः ।**
**नृपतेः स्वभाव उदारः—नृपतिः स्वभावेनोदारः ।**

**यद्भेदैस्तद्वदाख्या ।२।२।४६**

૪ **तुल्य** અર્થવાળા નામ સાથે જોડાયેલા નામને **તૃતીયા** કે **ષષ્ઠી** વિભક્તિ થાય છે.

**अयं नृपो दाने कर्णेन तुल्यः । कर्णस्य तुल्यः ।**
**अयं नृपो दाने कर्णेन समः । कर्णस्य समः ।**

**तुल्यार्थैस्तृतीया–षष्ठ्यौ ।२।२।११६**

## પાઠ ૩૯ મો

## હ્રસ્વ इ કારાન્ત અને उ કારાન્ત તથા દીર્ઘ ईકારાન્ત (ङीપ્રત્યાન્ત) અને ऊકારાન્ત.

## સ્ત્રીલિંગ નામો

। હ્રસ્વથી વિકલ્પે અને દીર્ઘથી નિત્ય, ચતુર્થી પંચમી ષષ્ઠી અને સપ્તમી એકવચન ए अस् अस् અને इ નો અનુક્રમે ऐ आस् आस् અને आम् થાય છે.

मत्यै, मतये । मत्याः २, मतेः २ । मत्याम्, मतौ ।
धेन्वै, धेनवे । धेन्वाः २, धेनोः २ । धेन्वाम्, धेनौ ।
नद्यै । नद्याः २ । नद्याम् । वध्वै । वध्वाः २ । वध्वाम् ।

स्त्रिया ङितां वा दै दास् दास् दाम् १।४।२८

स्त्रीदूतः १।४।२९

૧ સંબોધનમાં દીર્ઘ ईકારાન્ત અને ऊકારાન્ત સ્ત્રીલિંગ નામોનો અન્ત્ય સ્વર स् પ્રત્યય સહિત હ્રસ્વ થાય છે.
नदी + स्=हे नदि । वधू + स्=हे वधु ।

नित्यदिद्–द्विस्वराम्बार्थस्य ह्रस्वः ।१।४।४३

૨ સ્વર પછી તરત જ उકારાન્ત વર્ણ આવેલો હોય, એવા [खरु સિવાયના] उકારાન્ત ગુણવાચક વિશેષણોને સ્ત્રીલિંગમાં ई [ङी] પ્રત્યય વિકલ્પે થાય છે. साध्वी, साधुः चन्दना । बह्वी, बहुः मृद् । पाण्डुः भूमिः । અહીં ई નહિ થાય, વચ્ચે ण् છે.

स्वरादुतो गुणादखरोः ।२।४।३५

## પાઠ ૪૦ મો. વર્તમાનકૃદન્ત

૧ વર્તમાનકાળમાં પરસ્મૈપદી ધાતુને अत् [ शतृ ] અને આત્મને–પદી ધાતુને आन [ आनश् ] પ્રત્યય લાગીને વર્તમાન કૃદન્ત બને છે.

### કર્તરિ વર્તમાન કૃદન્ત

गम् + अत् —
પા. ૨. નિ ૨ થી अ વિકરણ, गम् + अ + अत्—
પા ૧૪ નિ. ૧ થી गच्छ् + अ + अत्—
પા. ૪. નિ. ૧ गच्छत् । नृत्यत् । विशत् । चोरयत्

**शत्रानशावेष्यति तु स-स्यौ ५।२।२०**

૨ आन પ્રત્યયની પૂર્વે अ હોય તો તે अ ની પછી म् ઉમેરાય છે.
ईक्ष् + अ + आन—
ईक्षमाणः । वृत्—वर्तमानः । अनुरुध्यमानः ।
गम्यमानः કર્મણિ વ કૃ. । प्रकाश्यमानम् ભાવે વ. કૃ. ।

**अतो म आने ४।४।११५**

૩ પુંલિંગ અને સ્ત્રીલિંગમાં વિભક્તિના પહેલા પાંચ પ્રત્યયો ધુટ્ કહેવાય છે.

**पुं–स्त्रियोः स्यमौजस् १।१।२९**

૪ નપુંસક લિંગમાં પ્રથમા અને દ્વિતીયાના બહુવચનનો इ પ્રત્યય ધુટ્ કહેવાય છે.

**शि घुट् १।१।२८**

૫ ધુટ્ પ્રત્યયો પર છતાં, ऋ અને उ ઇત્‌વાળા નામોના છેલ્લા વ્યંજનની પૂર્વે न् ઉમેરાય છે. गच्छत् + ० (પ્ર. એ. વ.)—गच्छन्त्—

**ऋदुदितः १।४।७०**

૬ પદને અન્તે વ્યંજનનો સંયોગ હોય તો સંયોગના અન્ત્ય વ્યંજનનો લોપ થાય છે. **गच्छन् ।**

**पदस्य २।१।८९**

૭ **ऋ** અને **उ** ઇતવાળા નામોને **સ્ત્રીલિંગમાં ई [ ङी ]** પ્રત્યય લાગે છે. **गच्छत् + ई—**

**अधातूदृदितः २।४।२**

૮ સ્ત્રીલિંગનો **ई** પ્રત્યય તેમજ નપુંસક દ્વિવચનનો **ई** પ્રત્યય પર છતાં--

(**अ**) **अ** અને **य** વિકરણ પછી રહેલા **अत्** પ્રત્યયનો **अन्त्** થાય છે. **गच्छन्ती । चोरयन्ती । नृत्यन्ती ।**

**श्य–शवः २।१।११६**

(**आ**) છઠ્ઠા ગણના **अ** વિકરણ પછી રહેલા **अत्** પ્રત્યયનો વિકલ્પે **अन्त्** થાય છે. **विशन्ती । विशती ।**

**अवर्णादश्नोऽन्तो वातुरीङ्योः २।१।११५**

૯ જેની ક્રિયા, અન્યની ક્રિયાને ઓળખાવતી હોય–જણાવતી હોય, તે નામને **સપ્તમી** વિભક્તિ થાય છે, આ વિભક્તિને **સતી સપ્તમી** કહે છે. **वर्षति मेघे चौरा आगताः ।** મેઘ વરસતે છતે, ચોરો આવ્યા હતા.

**यद्भावो भाव–लक्षणम् २।२।१०६**

૧૦ સતી સપ્તમી વિભક્તિ થવાને પ્રસંગે જો વાક્યમાં અનાદર જણાતો હોય, તો **ષષ્ઠી** વિભક્તિ પણ થાય છે. **नन्दाः पर्यायभूताः पशव इव हताः पश्यतो राक्षसस्य ।** રાક્ષસ નામના મંત્રીના દેખતાં છતાં (મંત્રિને ગણકાર્યા વિના), અનુક્રમે થયેલા નંદોને પશુઓની માફક રેંસી નંખાયા.

**षष्ठी वाऽनादरे २।२।१०८**

। मृज्+स्—अ-मर्ज्+स्—अमार्ज्+स्—પા. ૧૦. નિ. ૭. अमार्ज्—નિ. ૨. अमार्ष्—પ્ર. પા. ૨૫. નિ, ૧. અને ૩ अमार्ट्, अमार्ड् અહિં પ્ર. પા. ૪૦. નિ. ૬. લાગતો નથી.

रात् सः २।१।९०

૪ विद् ધાતુથી अन् (હ્ય. ૩. પુ બ. વ.)ને બદલે उस् [पुस्] થાય છે. अविदुः । अविदन् રૂપ કોઈક માને છે.

सिज्-विदोऽभुवः ४।२।९२

૫ विद् ધાતુનાં વર્તમાનકાળમાં પરોક્ષાના પ્રત્યયો લાગીને પણ રૂપો થાય છે, જેમકે-वेद विदतुः विदुः ।

तिवां णवः परस्मै ४।२।११७

૬ विद् નાં આજ્ઞાર્થ રૂપો, विद् ને आम् [ क्विदाम् ] લગાડી कृ નાં આજ્ઞાર્થના રૂપ જોડવાથી પણ થાય છે. विदांकरोतु

पञ्चम्याः कृग् ३।४।५२

૭ यम् रम् नम् गम् हन् मन् (ગ. ૪) वन् (ગ. ૧. ૫૨. અવાજ કરવો, ભજવું, સેવવું) અને तनादि (૮ મા ગણના ધાતુઓ) આ ધાતુઓના અન્ત્ય વ્યંજનનો, ધુટ્ વ્યંજનથી શરૂ થતા કિત્ અને ઙિત્ પ્રત્યય પર છતાં લોપ થાય છે. हन्+तस्=हतः ૩. પુ. દ્વિ. વ. । गम्+त [क्त] गतः । गतवान् ભૂ. કૃ. । गत्वा । हन्-हतः । हतवान् । हत्वा । तन्-ततः । ततवान् । क्षण्-क्षतः । क्षतवान् ।

यमि-रमि-नमि-गमि-हनि मनि-वनति-तनादे धुँटि क्ङिति ४।२।५५

૮ हन् ધાતુના ઉપાન્ત્ય अ નો, સ્વરાદિ કિત્ ઙિત્ પ્રત્યય પર છતાં, લોપ થાય છે. (પા. ૨૫. નિ.૬) हन्+अन्ति—ह्न्+अन्ति—

**गम-हन-जन-खन-घसः स्वरेऽनङि क्ङिति**

**लुक् ४।२।४४**

૯ हन् ધાતુના हन् નો घ्न् થાય છે. घ्नन्ति । आघ्नाते ।

**हनो ह्नो घ्नः २।१।११२**

॥ आ + हन् આત્મનેપદી છે. आहते । आघ्नाते । आघ्नते ।

**आङो यम-हनः स्वेऽङ्गे च ३।३।८६**

૧૦ કિત્ ઙિત્ પ્રત્યય પર છતાં, वश् ધાતુના સ્વર સહિત व નો उ થાય છે. वश्+तस्-उश्+तस् નિ. ૨ થી उष्+तस्= उष्टः । उशन्ति । वश्+य[क्य]=उश्यते કર્મણિ ।

**वशेरयङि ४।१।८३**

૧૧ ईश् અને ईड् ધાતુથી પર રહેલ વર્તમાના से અને ध्वे તથા પંચમી स्व અને ध्वम् પ્રત્યયની પૂર્વે इ થાય છે. ईशिषे । ईशिध्वे । ईडिष्व । ईडिध्वम् ।

**ईशीडः से-ध्वे-स्व-ध्वमोः ४।४।८८**

૧૨ સંયુક્ત વ્યંજનનો પહેલો અક્ષર स् કે क् હોય તો તેનો, ધુટ્ વ્યંજનાદિ પ્રત્યય પર છતાં અથવા પદાન્તે લોપ થાય છે. भ्रस्ज्+तुम्=भ्रष्टुम् । ज् નો ष् થયો છે. चक्ष् (क्+ष्=क्ष्) +ते-चष्+ते=चष्टे । चक्ष्+से-चष्+से=चक्षे । પા. ૧૦ નિ. ૯

**संयोगस्यादौ स्कोर्लुक् २।१।८८**

૧૩ द् આદિમાં હોય, એવા भू વિગેરે દરેક ગણના ધાતુઓના ह् નો, ધુટ્ વ્યંજનાદિ પ્રત્યય પર છતાં તેમજ પદાન્તે घ् થાય છે. दह्+त-दघ्+त-दघ्+ध=दग्धः । दग्धवान् ભૂ કૃ. । दुह्+ति-दुघ्+ति-दुघ्+धि=दोग्धि ૩. પુ. એ. વ. પદાન્તે, अधोक् હ. ૩. પુ. એ. વ. નિ. ૧૪

**भ्वादेर्दादेर्घः २।१।८३**

૧૪ ग् ड् द् કે व् આદિમાં હોય અને ચોથો અક્ષર અન્તે હોય, એવા એક સ્વરવાળા ધાતુરૂપ અવયવના આદિ (ત્રીજા) અક્ષરનો, પદને અંતે અથવા स् કે ध्व् થી શરૂ થતો પ્રત્યય પર છતાં, **ચોથો** અક્ષર થાય છે.

दुह्+सि–નિ. ૧૩ થી दुघ्+सि—આ નિયમથી धुघ्+सि- घोघ्+सि-घोक्+सि-घोक्+षि=घोक्षि ।

**ग–ड–द–बादेश्चतुर्थान्तस्यैकस्वरस्यादेश्चतुर्थः स्ध्वोश्च प्रत्यये २।१।७७**

૧૫ (૧) अस् ધાતુના अ નો **અવિત્ શિત્** પ્રત્યય પર છતાં, લોપ થાય છે. अस्+तस्=स्तः । વ. કૃ. सत् । (૨) હ્યસ્તનીમાં વૃદ્ધિ થાય છે आसन् । (૩) अस् ધાતુના स् નો સકારાદિ પ્રત્યય પર છતાં લોપ થાય છે. असि ।

**श्नास्त्यो र्लुक् ४।२।९०**

**एत्यस्ते र्वृद्धिः ४।४।३०**

**अस्तेः सि हस्त्वेति ४।३।७३**

૧૬ अस् ધાતુથી પર રહેલ द् અને स् પ્રત્યયની પૂર્વે, ई થાય છે. आसीत् । आसीः ।

**सः सिजस्ते र्दिस्योः ४।३।६५**

III आस् નું વ. કૃ. आसीन થાય છે. उदासीनः ।

**आसीनः ४।४।११५**

V। आसताम्मुहूर्त्तम् । દ્વિતીયા. મુહૂર્ત્ત પર્યંત. क्रोशमधीते ।

**कालाध्वनो र्व्याप्तौ २।२।४२**

V अध्यास्त रथम् । अधि ઉપસર્ગની સાથે જોડાએલા शी स्था અને आस् [illegible] ૨, કર્મ થાય છે. માટે દ્વિતીયા થઇ છે.

**अधेः शी[illegible] ।व. [illegible] २।२।२०**

## પાઠ ૧૪ મો. ગણ ૩જો ह्वादि

૧ શિત્ પ્રત્યયો પર છતાં, ત્રીજા ગણના ધાતુઓ બેવડાય છે. આને દ્વિત્વ, દ્વિરુક્તિ, દ્વિર્ભાવ કે અભ્યાસ કહેવામાં આવે છે.
हु+ति—हु-हु+ति—
**ह्वः शिति ४।१।१२**

૨ દ્વિત્વ થયા પછી, પૂર્વના ग् અને ह् નો ज् થાય છે.
जु-हु+ति-जुहोति ।
**गहो र्जः ४।१।४०**

૩ દ્વ્યુક્ત (બેવડાયેલા) ધાતુઓથી अन्ति અને अन्तु પ્રત્યયને ઠેકાણે અનુક્રમે अति અને अतु થાય છે. जुहु+अति—
**अन्तो नो लुक् ४।२।९४**

૪ हु ધાતુના उ નો, સ્વરથી શરૂ થતા અપિત્ અવિત્ શિત્ પ્રત્યય લાગતાં, व् થાય છે. जुह्वति । (પા. ૪. નિ. ૨ નો અપવાદ)
**ह्विणोः ऽप्विति व्यौ ४।३।१५**

૫. हु ધાતુ પછી हि પ્રત્યયનો धि થાય છે. जुहुधि ।
**हु-धुटो हेर्धिः ४।२।८३**

૬ દ્વ્યુક્ત ધાતુઓથી હ્ય० अन् ને બદલે उस् [पुस्] થાય છે.
अ-जुहु+उस्—પા. ૧૨. નિ. ૫. થી ગુણ. अजुहवुः ।
**द्व्युक्त-जक्षपञ्चतः ४।२।९३**

૭ દ્વિત્વ થયા પછી પૂર્વનો સ્વર હ્રસ્વ થાય છે.
हा+ति-हाहा+ति-हहाति-जहाति ।
**ह्रस्वः ४।१।३९**

૮ અવિત્ શિત્ પ્રત્યય પર છતાં, દ્વ્યુક્ત ધાતુઓના आ નો લોપ થાય છે. जहा+अति=जहति ।
**श्नश्चातः ४।२।९६**

૯ વ્યંજનથી શરૂ થતા અવિત્ શિત્ પ્રત્યયો પર છતાં, દ્વયુક્ત ધાતુઓના आ નો ई થાય છે પણ दा સંજ્ઞાવાળા ધાતુઓના आ નો ई થતો નથી. (दा સંજ્ઞા પા. ૧૫. નિ. ૪.) जहा+तस्= जहीतः ।

**एषामी र्व्यञ्जनेऽदः ४।२।९७**

૧૦ हा 'તજવું' ધાતુના आ નો, વ્યજનથી શરૂ થતા અવિત્ શિત્ પ્રત્યયો પર છતાં, હ્રસ્વ इ પણ થાય છે. जहितः ।

**हाकः ४।२।१००**

૧૧ य् થી શરૂ થતા શિત્ પ્રત્યયો પર છતાં, हा, 'તજવું' ધાતુના आ નો લોપ થાય છે. जह्यात् ।

**यि लुक् ४।२।१०२**

૧૨ हि પ્રત્યય પર છતાં, हा 'તજવું' ધાતુના आ નો, आ અને इ વિકલ્પે થાય છે. जहाहि जहिहि પક્ષે નિ. ૯ થી जहीहि ।

**आ च हौ ४।२।१०१**

૧૩ દ્વિત્વ થયા પછી પૂર્વના બીજા અક્ષરનો પહેલો અક્ષર અને ચોથા અક્ષરનો ત્રીજો અક્ષર થાય છે. भी=ति-भी-भी+ति=बिभेति ।

**द्वितीय-तुर्ययोः पूर्वौ ४।१।४२**

૧૪ વ્યંજનથી શરૂ થતા અવિત્ શિત્ પ્રત્યયો પર છતાં, भी ધાતુના ई નો વિકલ્પે હ્રસ્વ થાય છે. बिभितः-बिभीतः ।

**भियो नवा ४।२।९९**

૧૫ સ્વરાદિ પ્રત્યય પર છતાં, અનેક સ્વરી ધાતુના इ વર્ણનો य् થાય છે. પા. ૪. નિ. ૨ નો અપવાદ भी+अति-बिभी+अति=बिभ्यति ।

**यो ऽनेकस्वरस्य २।१।५६**

૧૬ દ્વિત્વ થયા પછી જે પૂર્વ ધાતુ, તેના અનાદિ વ્યંજનનો લોપ થાય છે. ह्री+ति–ह्रीह्री+ति—हीह्री+ति=जिह्रेति ।
**व्यञ्जनस्यानादे र्लुक् ४।१।४४**

૧૭ સંયુક્ત વ્યંજનની પછી આવેલા ધાતુના इ વર્ણ અને उ વર્ણનો, સ્વરાદિ પ્રત્યય પર છતાં, અનુક્રમે इय् અને उव् થાય છે. ह्री+अति—जिह्री+अति=जिह्रियति । (નિ. ૧૫ નો અપવાદ)
**संयोगात् २।१।५२**

૧૮ त्वा પ્રત્યય પર છતાં, हा તજવું નો हि થાય છે. **हित्वा ।**
**हाको हिः क्त्वि ४।४।१४**

क्षि (પર. ગ. ૧.) +त=क्षीणः । દીર્ઘ થાય છે.
**क्षेः क्षी चाद्यार्थे ४।२।७४**

## પાઠ ૧૫ મો. ગણ ૩ જો ચાલુ

૧ पृ ऋ भृ मा हा (જવું) અને દીર્ઘ पॄ આ ધાતુઓને શિત્ પ્રત્યય પર છતાં, દ્વિત્વ થયા પછી પૂર્વના સ્વરનો इ થાય છે. पृ+ति–पृपृ+ति=पिपर्ति । पिप्रत् વ. કૃ. ।
**पृ–ऋ–भृ–मा–हाङामिः ४।१।५८**

૨ દ્વિત્વ થયા પછી પૂર્વના इ વર્ણ અને उ વર્ણનો, અસ્વ સ્વર પર છતાં અનુક્રમે इय् અને उव् થાય છે. ऋ+ति–ऋ ऋ+ति–નિ. ૧ થી, इ ऋ+ति—इय्–ऋ+ति=इयर्ति । इयृत् વ.કૃ. ।
**पूर्वस्यास्वे स्वरे योरियुव् ४।१।३७**

૩ ઓષ્ઠ્ય વ્યંજનની પછી રહેલા દીર્ઘ ॠ નો, કિત્ ઙિત્ પ્રત્યય પર છતાં, उर् થાય છે. पिपॄ+तस् પા. ૩. નિ. ૫. पिपूर्तः । पिपुरति ।
**ओष्ठ्यादुर् ४।४।११८**

૪ दा કે धा આવું સ્વરૂપ (આકૃતિ) જેનું હોય છે, તે ધાતુ दा સંજ્ઞાવાળા કહેવાય છે. दा પર. ગ. ૨ (કાપવું) અને दै પર. ગ. ૧. (શુદ્ધ કરવું) આ બે ધાતુ दा સંજ્ઞાવાળા નથી. પા. ૧. નિ. ૧૪. જોવો.

दा+तस्—ददा+तस्—અહિં પા. ૧૪. નિ. ૯. લાગશે નહિં (કેમકે તેમાં दा સંજ્ઞાવાળા ધાતુઓ બાદ કર્યા છે) પણ પા. ૧૪. નિ. ૮. લાગશે, એટલે दद्+तस्=दत्तः। ददति।

अत्रौ दाधौ दा ३।३।५

૫ दा સંજ્ઞાવાળા ધાતુઓના आ નો, हि પ્રત્યય પર છતાં, ए થાય છે અને દ્વિત્વ થતું નથી. देहि। धेहि।

हौ दः ४।१।३१

૬ धा ધાતુને અંતે ચોથો અક્ષર હોય ત્યારે, त् थ् કે स् ध्व થી શરૂ થતા પ્રત્યયો પર છતાં, આદિ द નો ध થાય છે. धा+तस्—दधा+तस्—પા. ૧૪. નિ. ૮ दध्+तस्=धत्तः धत्थः। धत्से। धद्ध्वे।

धागस्तथोश्च २।१।७८

૭ त કારાદિ કિત્ પ્રત્યય પર છતાં, (૧) धा સ્વરૂપ સિવાય दा સંજ્ઞક ધાતુનો दत् અને (૨) धाધાતુનો हि આદેશ થાય છે. दत्तः। दत्तवान्। दत्तिः। दत्त्वा। પણ दा ગ. ૨. અને दै ગ. ૧. दा સંજ્ઞામાં નથી માટે दत् થાય નહિં. दा ગ. ૨. दातः। दै ગ. ૧. अवदातः। धा ધાતુ, विहितः। विहितवान्। हित्वा। त કારાદિ ન હોય ત્યારે, प्रदाय। विधाय સં. ભૂ. કૃ.।

दत् ४।४।१०

धागः ४।४।१५

निज् विज् અને विष् ધાતુનું શિત્ પ્રત્યય પર છતાં, દ્વિત્વ થયા પછી પૂર્વના સ્વરનો ए થાય છે. निज्+ति—नेनेक्ति ।

निजां शित्येत् ४।१।५७

૯. સ્વરાદિ શિત્ પ્રત્યય પર છતાં, દ્વિરુક્ત ધાતુના ઉપાન્ત્યનામિ સ્વરનો ગુણ થતો નથી. नेनिजानि ।

द्व्युक्तोपान्त्यस्य शिति स्वरे ४।३।१४

૧૦ त કારાદિ કિત્ પ્રત્યય પર છતાં, (૧) दो सो मा અને स्था ધાતુના અન્ત્ય સ્વરનો इ થાય છે. (૨) छो અને शो નો વિકલ્પે થાય છે. दितः । अवसितः । सित्वा । मितः । मितिः । स्थितः । स्थित्वा । छितः–छातः । निशितः–निशातः । વિરુદ્ધ ઉદા० अवसाय । निर्माय સં. ભૂ. કૃ । त કારાદિ નથી.

दो–सो–मा–स्थ इः ४।४।११

छा–सो र्वा ४।४।१२

૧૧ સ્વરાન્ત ધાતુને य પ્રત્યય લાગીને વિધ્યર્થ કૃદન્ત થાય છે, અને ત્યારે આ કારાન્ત ધાતુના आ નો ए થાય છે. चि+य=चेयम् । नेयम् । दा–देयम् । मा–मेयम् ।

य एत् चातः ५।१।२८

## પાઠ ૧૬ મો અનિયમિત સ્વરાન્ત નામો

| | | | |
|---|---|---|---|
| १ स् [ सि ] | औ | अस् [ जस् ] | प्रथमा |
| अम् | ,, | ,, [ शस् ] | द्वितीया |
| आ [ टा ] | भ्याम् | भिस् | तृतीया |
| ए [ ङे ] | ,, | भ्यस् | चतुर्थी |
| अस् [ङसि] | ,, | ,, | पञ्चमी |
| ,, [ ङस्] | ओस् | आम् | षष्ठी |
| इ [ ङि ] | ,, | सु [ सुप् ] | सप्तमी |

स्यौजस्–अमौशस्–टाभ्याम्भिस्–ङेभ्याम्भ्यस्–
ङसिभ्याम्भ्यस्–ङसोसाम्–ङ्योस्सुपां त्रयी त्रयी
प्रथमादिः ११११८

१ पूर्व पर अवर दक्षिण उत्तर अपर अधर અને स्व તથા अन्तर આ સર્વનામોથી इ स्मात् અને स्मिन् વિકલ્પે થાય છે. पूर्वे पूर्वाः। पूर्वस्मात् पूर्वात्। पूर्वस्मिन् पूर्वे।

नवभ्यः पूर्वेभ्यः इ-स्मात्-स्मिन् वा ११४।१६

२ सखि શબ્દથી પર રહેલ स् (પ્ર. એ. વ)નો आ [डा] થાય છે. सखा

ऋदुशनस्पुरुदंशोऽनेहसश्च से डाः ११४।८४

૩ सखि શબ્દના इ નો, શેષ (સં. એ. વ. સિવાય) धुट् પ્રત્યયો પર છતાં ऐ થાય છે. सखायौ। सखायः। सखायम्।

सख्युरितोऽशावैत् ११४।८३

૪ सखि અને पति શબ્દ જ્યારે એકલા છૂટા વપરાય છે, ત્યારે—

(૧) इ (સ. એ. વ.) નો औ થાય છે. सख्यौ। पत्यौ। મતાન્તરે पत्नौ।

(૨) आ (તૃ. એ. વ.)નો ना થતો નથી. (પ્ર. પા. ૩૭.) सख्या। पत्या।

(૩) ए (ચ એ. વ) અને अस् (પં. ષ. એ. વ.) પ્રત્યયો પર છતાં सखि पति ના इ નો ए થતો નથી. (પ્ર. પા. ૩૭. નિ. ૩.) सख्ये। पत्ये।

(૪) अस् (પં. ષ. એ. વ. ના) પ્રત્યયનો उर् થાય છે. सखि+अस्–सख्य्+अस्–सख्य्+उर्=सख्युः २। पत्युः २।

केवलसखि-पतेरौ ११४।२६
न ना–ङिदेत् ११४।२७
खि–ति–खी–ती–य उर् ११४।३६

॥ ओ કારાન્ત નામોથી પં. ૫ એ. વ. अस् નો र् થાય છે. गोः

एदोद्भ्याम् ङसि–ङसो रः १।४।३५.

૯ વ્યંજનાદિ પ્રત્યયો પર છતાં, रै શબ્દના અન્ત્ય સ્વરનો आ થાય છે. राः । राभ्याम् । रासु ।

आ रायो व्यञ्जने २।१।५

## પાઠ ૧૭ મો. અનિયમિત વ્યંજનાંત નામો

૧ श्वन् युवन् અને मघवन् શબ્દોના व નો, સ્ત્રીલિંગનો ई [ङी] અને અઘુટ્ (घुट् વિનાનો) સ્વરાદિ પ્રત્યય પર છતાં, उ થાય છે.
श्वन्+ई=शुनी । मघोनी । शुनः । यूनः । मघोनः ।

श्वन्–युवन्–मघोनो ङी–स्याद्यघुट्स्वरे
व उः २।१।१०६

૨ अहन् શબ્દના न् નો પદને અંતે र् થાય છે.
अहन्+भ्याम्–अहर्+भ्याम्=अहोभ्याम् ।
स् ના र् ને જે નિયમો લાગે છે, તે નિયમો આ નિ. ૨ થી થયેલા र् ને પણ લાગે છે अहोभ्याम् । (પ્ર. પા. ૧૮ નિ. ૩)

अह्नः २।१।७४

૩ પ્રત્યયનો લોપ થયા પછી, પદને અંતે રહેલા, अहन् શબ્દના न् નો र् થાય છે. अहरेति । अहर्गच्छति । પણ. र् પર છતાં, આ નિયમ લાગતો નથી. गतमहो रात्रिरागता । નિ. ૨

रो लुप्यरि २।१।७५

૪ पूषन् અને अर्यमन् નો સ્વર, પ્રથમા એકવચનમાં જ દીર્ઘ થાય છે. पूषा । पूषणौ । पूषणः । अर्यमा । अर्यमणौ ।

इन्–हन्–पूषार्यम्णः शिस्योः १।४।८७

૫ पथिन् मथिन् અને ऋभुक्षिन् શબ્દોના न् નો, स् [सि] પ્રત્યય પર છતાં, आ થાય છે. पन्थाः નિ. ૬

पथिन्–मथिन्–ऋभुक्षः सौ १।४।७६

૬ ધુટ્ પ્રત્યયો પર છતાં, **पथिन् मथिन्** અને **ऋभुक्षिन्** ના **इ** નો **आ** થાય છે અને **थ्** નો **न्थ्** થાય છે. **पन्थाः । पन्थानौ । पन्थानः । पन्थानम् । ऋभुक्षाः । ऋभुक्षाणौ ।**

**एः १।४।७७**

**थोन्थ् १।४।७८**

૭ **ई [ ङी ]** અને સ્વરાદિ અધુટ્ પ્રત્યય પર છતાં, **पथिन् मथिन्** અને **ऋभुक्षिन्** ના **इन्** નો લોપ થાય છે. **शोभनः पन्था यस्याः सा (सुपथिन्+ई) सुपथी स्त्री । मथः । ऋभुक्षः ।**

**इन् ङी-स्वरे लुक् १।४।७९**

૮ ધુટ્ પ્રત્યયો પર છતાં, **अप्** નો સ્વર દીર્ઘ થાય છે. **आपः**

**अपः १।४।८८**

૯ **भ्** થી શરૂ થતા પ્રત્યયો પર છતાં, **अप्** નો **अद्** થાય છે. પ્ર. સં. **आपः** । દ્વિ. **अपः** તૃ. **अद्भिः** । ચ. પં. **अद्भ्यः** । ષ. **अपाम्** । સ. **अप्सु** । **अप्** બહુવચનમાં વપરાય છે.

**अपोऽद् भे २।१।४**

૧૦ **स्** પ્રત્યય પર છતાં, **दिव्** ના **व्** નો **औ** થાય છે અને પદને અંતે **उ** થાય છે. પ્ર. સં. **द्यौः । दिवौ । द्युभ्याम् ।**

**दिव औः सौ २।१।११७**

૧૧ **उशनस् पुरुदंशस्** અને **अनेहस्** થી પર રહેલ **स्** (પ્ર. એ. વ.) નો **आ [ डा ]** થાય છે. **उशना । पुरुदंशा । अनेहा ।**

**ऋदुशनस्-पुरुदंसोऽनेहसश्च से डाः १।४।८४**

૧૨ સંબોધન એકવચનનો **स्** પ્રત્યય પર છતાં, **उशनस्** ના **स्** નો **न्** અને લોપ વિકલ્પે થાય છે **हे उशनन् । हे उशन । हे उशनः ।**

**चोशनसो न श्चामन्त्र्ये सौ १।४।८०**

૧૩ ઘુટ્ પ્રત્યયો પર છતાં. पुंस् શબ્દનો पुमन्स् આદેશ થાય છે. पुमन्स् + स्—પ્ર. પા. ૩૮. पुमन्स्+०—પ્ર. પા. ૪૬. નિ. ૬ पुमान्स् + ० —પ્ર. પા. ૪૦. નિ. ૬. पुमान् ।

पुंसो पुमन्स् १।४।७३

૧૪ स् પ્રત્યય પર છતાં, अनडुह् શબ્દના ह् ની પૂર્વે न् ઉમેરાય છે. अनडुह् + स्—अनडुन्ह् + स्—

अनडुहः सौ १।४।७२

૧૫ સં. એ. વ. स् પ્રત્યય પર છતાં, अनडुह् ના उ નો व થાય છે. अनड्वन्ह्+स्=अनड्वन् । પ્ર. પા. ૪૦. નિ. ૬થી ह् લોપ.

उतोऽनडुच्–चतुरो वः १।४।८१

૧૬ શેષ (સં. એ. વ. સિવાયના) ઘુટ્ પ્રત્યયો પર છતાં, अनडुह् ના उ નો वा થાય છે. अनड्वान्ह् + स् = अनड्वान् ।

वाः शेषे १।४।८२

૧૭ अनडुह् ના ह् નો પદને છેડે द् થાય છે. अनडुद्भ्याम् ।

स्रंस्–ध्वंस्–क्वस्सनडुहो दः २।१।६८

૧૮ સ્વરાદિ પ્રત્યયો પર છતાં, जरा નો વિકલ્પે जरस् આદેશ થાય છે. जरसौ, जरे ।

जराया जरस् वा २।१।३

૧૯ मास निशा અને आसन શબ્દોના, अस्, [शस्] દ્વિ. બ. વ. વિગેરે પ્રત્યયો પર છતાં, વિકલ્પે मास् निश् અને आसन् આદેશ થાય છે. मासः, मासान् । माभ्याम् , मासाभ्याम् । मास्सु, मास्सु, मासेषु । निशः, निशाः । निड्भ्याम्, निशाभ्याम् । निच्छु, निच्शु, निशासु । आसानि आसनानि । आसभ्याम् , आसनाभ्याम् । आस्नः आसनस्य ।

मास–निशासनस्य शसादौ लुग् वा २।१।१००

૨૦ दन्त વિગેરે શબ્દોના, अस् દ્વિ. બ. વ. વિગેરે પ્રત્યયો પર છતાં, दत् વિગેરે આદેશો વિકલ્પે થાય છે. दन्त. પું. दत् । पाद પું. पद् । नासिका સ્ત્રી. नस् । हृदय ન. हृद् । असृज् ન. असन् । यूष પું. यूषन् । उदक ન. उदन् । दोस् પું. दोषन् । यकृत् ન. यकन् । शकृत् ન. शकन् ।

| દ્વિ. બ. વ. | તૃ. એ. વ. | તૃ દ્વિ. વ. | સ. એ. વ. | સ. બ. વ. |
|---|---|---|---|---|
| दतः | दता | दद्भ्याम् | दति | दत्सु |
| नसः | नसा | नोभ्याम् | नसि | नस्सु, नःसु । |
| हृन्दि | हृदा | हृद्भ्याम् | हृदि | हृत्सु |
| असानि | अस्ना | असभ्याम् | अस्नि–असनि | अससु |
| यूष्णः | यूष्णा | यूषभ्याम् | यूष्णि यूषणि | यूषसु |
| दोष्णः | दोष्णा | दोषभ्याम् | दोष्णि–दोषणि | दोषसु |

दन्त-पाद-नासिका-हृदयासृग्-यूषोदक-दोर्-यकृच्-
शकृतो दत्-पद्-नस्-हृदसन्-यूषन्नुदन्-दोषन्
यकञ्–शकन् वा २।१।१०१

## પાઠ ૧૮ મો.

### શ્વસ્તની, ભવિષ્યન્તી અને ક્રિયાતિપત્તિ

| ૧ શ્વસ્તની,— | પરસ્મૈ૦ | | આત્મને૦ | | |
|---|---|---|---|---|---|
| तास्मि | तास्वस् | तास्मस् | ताहे | तास्वहे | तास्महे |
| तासि | तास्थस् | तास्थ | तासे | तासाथे | ताध्वे |
| ता | तारौ | तारस् | ता | तारौ | तारस् |

-श्वस्तनी–ता तारौ तारस् तासि तस्थस् तास्थ
तास्मि तास्वस् तास्मस् ता तारौ तारस्
तासे तासाथे ताध्वे ताहे-तास्वहे तास्महे ३।३।१४

॥ ભવિષ્યન્તી—

| | | | | | |
|---|---|---|---|---|---|
| स्यामि | स्यावस् | स्यामस् | स्ये | स्यावहे | स्यामहे |
| स्यसि | स्यथस् | स्यथ | स्यसे | स्येथे | स्यध्वे |
| स्यति | स्यतस् | स्यन्ति | स्यते | स्येते | स्यन्ते. |

भविष्यन्ती–स्यति स्यतस् स्यन्ति स्यसि स्यथस् स्यथ
स्यामि स्यावस् स्यामस् स्यते स्येते स्यन्ते
स्यसे स्येथे स्यध्वे स्ये स्यावहे स्यामहे ३।३।१५

॥। ક્રિયાતિપત્તિ—

| | | | | | |
|---|---|---|---|---|---|
| स्यम् | स्याव | स्याम | स्ये | स्यावहि | स्यामहि |
| स्यस् | स्यतम् | स्यत | स्यथास् | स्येथाम् | स्यध्वम् |
| स्यत् | स्यताम् | स्यन् | स्यत | स्येताम् | स्यन्त |

क्रियातिपत्तिः–स्यत् स्यताम् स्यन् स्यस् स्यतम् स्यत
स्यम् स्याव स्याम स्यत स्येताम् स्यन्त
स्यथास् स्येथाम् स्यध्वम्
स्ये स्यावहि स्यामहि ३।३।१६

૧ ધાતુથી (સેટ્ ધાતુથી) પર રહેલા स કારાદિ અને त કારાદિ અશિત્ પ્રત્યયોની પૂર્વે इ [इट्] થાય છે.

लू+ता—लू-इ+ता=लविता। लवितुम्। लवितव्यम्।
लविता, तृ [तृच्] પ્રત્યય। लविष्यति। लविष्यते।
याच्-याचिता। याचितुम्। याचितव्यम्। याचिष्यति, ते।
चुर् ગ. ૧૦. चोरि-चोरयिता ઇ૦ चोरयिष्यति ઇ૦
रुद्—रोदिता ઇ૦ रोदिष्यति ઇ૦
अनु+इष्-अन्वेषिता ઇ૦ अन्वेषिष्यति ઇ૦
स्ताद्यशितोऽत्रोणादेरिट् ४।४।३२

૨ (૧) ક્રિયાતિપત્તિના પ્રત્યયો પર છતાં, ધાતુની પૂર્વે अ [अट्] આવે છે, પરંતુ—(૨) સ્વરથી શરૂ થતો ધાતુ હોય તો પૂર્વે अ નહિં આવતાં ધાતુના આદિ સ્વરની વૃદ્ધિ થાય છે.
अलविष्यत्। अलविष्यत। अयाचिष्यत्–त। अरोदिष्यत्। अचोरयिष्यत्।

अनु+इष्–अन्वैषिष्यत्।

अड् धातोरादि र्ह्यस्तन्यां चामाङा ४।४।२९

૩ અનિટ્ (એક સ્વરી અનુસ્વાર ઈત્ વાળા) ધાતુઓથી પર રહેલા स કારાદિ અને त કારાદિ અશિત્ પ્રત્યયોની પૂર્વે इ [इट्] થતી નથી. નિ. ૧ ને અપવાદ.

नी–नेता। नेतुम्। नेतव्यम्। नेष्यति, ते। अनेष्यत्, त।
पा–पाता। पातुम्। पातव्यम्। पास्यति। अपास्यत्।
लभ्–लब्धा। लब्धुम्। लब्धव्यम्। लप्स्यते। अलप्स्यत।
शद्–शत्ता। शत्तुम्। शत्तव्यम्। शत्स्यति। अशत्स्यत्।
शक्–शक्ता। शक्तुम्। शक्तव्यम्। शक्ष्यति। अशक्ष्यत्।
पच्–पक्ता। पक्तुम्। पक्तव्यम्। पक्ष्यति, ते। अपक्ष्यत्, त।
बुध् ग.४.-बोद्धा। बोद्धुम्। बोद्धव्यम्। भोत्स्यते। अभोत्स्यत।
लिह्–लेढा। लेढुम्। लेढव्यम्। लेक्ष्यति, ते। अलेक्ष्यत्, त।
दुह्–दोग्धा। दोग्धुम्। दोग्धव्यम्। धोक्ष्यति, ते। अधोक्ष्यत्, त
दिश्–देष्टा। देष्टुम्। देष्टव्यम्। देक्ष्यति, ते। अदेक्ष्यत्, त।
पिष्–पेष्टा। पेष्टुम्। पेष्टव्यम्। पेक्ष्यति। अपेक्ष्यत्।
यज्–यष्टा। यष्टुम्। यष्टव्यम्। यक्ष्यति, ते। अयक्ष्यत्, त।
रम्–रन्ता। रन्तुम्। रन्तव्यम्। रंस्यते। अरंस्यत।
रञ्ज्–रङ्क्ता। रङ्क्तुम्। रङ्क्तव्यम्। रङ्क्ष्यति, ते।
रुह्–रोढा। रोढुम्। रोढव्यम्। रोक्ष्यति। अरोक्ष्यत्।

एकस्वरादनुस्वारेतः ४।४।५७

૪ वेट् (धू [धूग्] અને औदित्) ધાતુઓથી પર રહેલા स् કારાદિ અને त् કારાદિ અશિત્ પ્રત્યયોની પૂર્વે इ [इट्] વિકલ્પે થાય છે. (નિ. ૧ ના અપવાદ)
धू, धोता धोतुम् धोतव्यम् धोष्यति अधोष्यत् त
धविता धवितुम् धवितव्यम् धविष्यति अधविष्यत्, त
रध्, रद्धा रद्धुम् रद्धव्यम् रत्स्यति अरत्स्यत्
रधिता रधितुम् रधितव्यम् रधिष्यति अरधिष्यत्
मृज्, मार्ष्टा मार्ष्टुम् मार्ष्टव्यम् मार्क्ष्यति अमार्क्ष्यत्
मार्जिता मार्जितुम् मार्जितव्यम् मार्जिष्यति अमार्जिष्यत्

धूगौदितः ४।४।३८

૫ પરસ્મૈપદી ધાતુથી स्यत् (स्य+अत् [शतृ]) અને આત્મનેપદી ધાતુથી स्यमान (स्य+म्+आन [आनश्]) પ્રત્યય લાગીને ભવિષ્ય કૃદન્ત બને છે. या ५. यास्यत् રૂપો ત્રણે લિંગે तुदत् ગ. ૬. પેઠે. પા. ૧૧ નિ ૧૧ શી આ. शयिष्यमाणः, णम्, णा।

शत्रानशावेष्यति तु सस्यौ ५।२।२०

૬ ग्रह् ધાતુથી આવેલો इ [इट्] દીર્ઘ થાય છે, પણ પરોક્ષામાં દીર્ઘ થતો નથી.
ग्रहीता । ग्रहीष्यति । ग्रहीतुम् । गृहीत्वा । गृहीतः ।
गृह्णोऽपरोक्षायां दीर्घः ४।४।३४

૭ ભવિષ્યકાળમાં ધાતુથી ભવિષ્યન્તી પ્રત્યયો થાય છે. भोक्ष्यते ।
भविष्यन्ती ५।३।४

૮ આજના સિવાયના ભવિષ્યમાં શ્વસ્તની પ્રત્યયો થાય છે. कर्ता श्वः । कर्ता । अद्य श्वो वा गमिष्यति અહિં શ્વસ્તની ન થાય.
अनद्यतने श्वस्तनी ५।३।५

૯ ક્રિયાતિપત્તિ એટલે, ક્રિયાનુ અતિપતન-ક્રિયાનો અભાવ, એટલે કે, કોઈ પણ કારણથી—(૧) 'ક્રિયા થવાની નથી' અથવા (૨) 'ક્રિયા થઈ નથી' એમ જણાય ત્યારે, ધાતુથી સપ્તમી (વિધ્યર્થ)ના અર્થમાં-પ્રસંગમાં ક્રિયાતિપત્તિના પ્રત્યયો થાય છે.

૧. स यदि गुरूनुपासिष्यत् शास्त्रान्तमगमिष्यत् ।
તે જો ગુરુની ઉપાસના કરત તો શાસ્ત્રનો પાર પામત.
(ઉપાસના કરવાનો નથી માટે શાસ્ત્રનો પાર પામવાનો નથી.)

૨. अयं दानमदास्यत्ततो विश्वेऽपि यशः प्रासरिष्यत्
જો એણે દાન દીધું હોત તો (એનો) યશ વિશ્વમાં પણ ફેલાયો હોત.
(પણ, દાન દીધું નથી, માટે યશ પણ ફેલાયો નથી.)

**सप्तम्यर्थे क्रियापत्तौ क्रियातिपत्तिः ५।४।९**

**भूते ५।४।१०**

I तप् (ગ. ૧. પરસ્મૈ) ધાતુ નો અર્થ 'તપ કરવું' એવો હોય ત્યારે આત્મનેપદી છે અને કર્તરિ પ્રયોગમાં પણ य [क्य] પ્રત્યય લે છે. तप्यते । तप्स्यते ।

**तपेस्तपः कर्मकात् ३।४।८५**

II (૧) 'દૂર' અને 'નજીક' એવા અર્થવાળા શબ્દોથી દ્વિતીયા તૃતીયા પંચમી અને સપ્તમી એકવચન થાય છે, પણ નામના વિશેષણ તરીકે વપરાયા ન હોય તો (૨) જેનાથી 'દૂર' કે 'નજીક' હોય તેને પંચમી કે ષષ્ઠી વિભક્તિ થાય છે.

दूरं दूरेण दूराद् दूरे वा ग्रामाद् ग्रामस्य वा वसति ।
अन्तिकं अन्तिकेन अन्तिकाद् अन्तिके वा ,,

**असत्त्वारादर्थात् टा-ङसि-ङ्यम् २।२।१२०**

**आरादर्थैः २।२।७८**

III ऋते અવ્યયના યોગમાં દ્વિતીયા અને પંચમી વિભક્તિ થાય છે.

**ऋते द्वितीया च २।२।११४**

## પાઠ ૧૯ મો. શ્વસ્તની ભવિષ્યન્તી ક્રિયાતિપત્તિ ચાલુ

૧ सह् लुभ् इष् [इच्छ्] रुष् અને रिष् ધાતુઓથી त કારાદિ અશિત્ પ્રત્યયો પર છતાં, વિકલ્પે इ થાય છે. लोब्धा, लोभिता। एष्टा, एषिता। रोष्टा, रोषिता। रेष्टा, रेषिता।
सह-लुभेच्छ-रुष-रिषस्तादेः ४।४।४६

२ सह् અને वह् ધાતુના [પા ૧૦. નિ. ૧૧] ढ् નો, ढ् ના નિમિત્તથી થયેલો ढ् પર છતાં, લોપ થાય છે અને પૂર્વના अ વર્ણનો ओ થાય છે. सह्+ता—सढ्+ता—सढ्+धा—सढ्+ढा=सोढा। પક્ષે, सहिता। એ પ્રમાણે, सोढुम्, सहितुम्। सोढव्यम्, सहितव्यम्। वह्–वोढा। वोढुम्। वोढव्यम्।
सहि–वहेरोच्चावर्णस्य १।३।४३

३ हन् ધાતુ અને ऋ કારાન્ત ધાતુઓથી स्य ની પૂર્વે इ થાય છે. हनिष्यति। अहनिष्यत्। करिष्यति। अकरिष्यत्। स्वृ स्वरिष्यति। अस्वरिष्यत्। मृ–मरिष्यति।
हनृतः स्यस्य ४।४।४९

४ कृत् चृत् नृत् छृद् અને तृद्ने અદ્યતની स् [सिच् પા. ૨૭ નિ. ૨] પ્રત્યય સિવાયના स કારાદિ અશિત્ પ્રત્યયની પહેલાં વિકલ્પે इ થાય છે.
कर्त्स्यति, कर्तिष्यति। अकर्त्स्यत्, अकर्तिष्यत्।
कृत–चृत–नृत–छृद–तृदो ऽसिचः सादे र्वा ४।४।५०

५ गम् ધાતુથી स् કારાદિ અશિત્ પ્રત્યયની પહેલાં इ થાય છે, પણ આત્મનેપદમાં ન થાય
गमिष्यति। अगमिष्यत्। संगंस्यते।
गमोऽनात्मने ४।४।५१

६ स्नु અને क्रम् ધાતુથી स् કારાદિ અને त् કારાદિ અશિત્ પ્રત્યયની પૂર્વે इ થાય છે, પણ આત્મનેપદમાં ન થાય.

प्रस्नविष्यति । प्रस्नविता । प्रस्नवितुम् । क्रमिष्यति । क्रमिता । प्रक्रमितव्यम् આત્મને, प्रस्नोष्यते । प्रस्नोता । प्रक्रंस्यते । प्रक्रन्ता ।

स्नोः ४।४।५२

क्रमः ४।४।५३

૭ वृत् स्यन्द् वृध् शृध् અને कृप् આ પાંચ ધાતુઓ, स्य આદિવાળા પ્રત્યયોમાં અને ઇચ્છાદર્શક (सन्नन्त)માં ઉભયપદી છે.

वृद्भ्यः स्य-सनोः ३।३।४५

૮ वृत् વિગેરે પાંચ ધાતુઓથી, પરસ્મૈપદમાં स्कारादि અને त्कारादि અશિત્ પ્રત્યયોની પૂર્વે इ થતી નથી.

પરસ્મૈ—वृत् કે वृध्–वर्त्स्यति । अवर्त्स्यत् । स्यन्त्स्यति । अस्यन्त्स्यत् । शर्त्स्यति । अशर्त्स्यत् । कल्प्स्यति । अकल्प्स्यत् । कल्प्तास्मि । नि. ९

આત્મને—वर्तिष्यते । अवर्तिष्यत । वर्धिष्यते । अवर्धिष्यत । शर्धिष्यते अशर्धिष्यत ।

स्यन्द् वेट् स्यन्त्स्यते, स्यन्दिष्यते । अस्यन्त्स्यत, अस्यन्दिष्यत । कृप् वेट् कल्प्स्यते, कल्पिष्यते । अकल्प्स्यत, अकल्पिष्यत । कल्प्ताहे, कल्पिताहे ।

न वृद्भ्यः ४।४।५५

૯ कृप् ધાતુ શ્વસ્તનીમાં પણ ઉભયપદી છે.

कल्प्तास्मि ( नि. ८.) આત્મને, कल्प्ताहे, कल्पिताहे ।

कृपः श्वस्तन्याम् ३।३।४६

૧૦ अधि+इ 'ભણવું' આ ધાતુનો ક્રિયાતિપત્તિમાં અને અદ્યતનીમાં, વિકલ્પે गी આદેશ થાય છે. गी આદેશનો ગુણ થતો નથી. अध्यगीष्यत, अध्यैष्यत ।

वाद्यतनी-क्रियातिपत्त्यो र्गीङ् ४।४।२८

११ (१) અશિત્ પ્રત્યયોના વિષયમાં, अस् ગ. ૨. અને ब्रू ધાતુના અનુક્રમે भू અને वच (અનિટ્) આદેશ થાય છે, અને (૨) भ्रस्ज् નો વિકલ્પે भर्ज् આદેશ થાય છે.

भविता । भवितुम् । भविष्यति । अभविष्यत् । भवितव्यम् । भव्यम् । वक्ता । वक्तुम् । वक्ष्यति । वक्ष्यते । अवक्ष्यत्, त । वक्तव्यम् । वाच्यम् । भर्ष्टा । भ्रष्टा । भर्ष्टुम्, भ्रष्टुम् । भर्क्ष्यति । भ्रक्ष्यति । अभर्क्ष्यत्, अभ्रक्ष्यत् ।

अस्ति-ब्रुवो र्भू-वचावशिति ४।४।१

भृज्जो भर्ज् ४।४।६

१२ ધુટ્ પ્રત્યય પર છતાં, અને પદને અંતે (१) मुह् द्रुह् स्नुह् અને स्निह् ધાતુઓના ह् નો વિકલ્પે घ् થાય છે. અને (૨) नह् ધાતુના ह् નો घ् નિત્ય થાય છે.

मोग्धा, मोढा । द्रोग्धा, द्रोढा । स्नोग्धा, स्नोढा । स्नेग्धा, स्नेढा । नद्धा । मोक्ष्यति । ध्रोक्ष्यति । स्नोक्ष्यति स्नेक्ष्यति । नत्स्यति । આ ચારે ધાતુઓ વેટ્ છે એટલે इ આવે ત્યારે मोहिता । मोहिष्यति । ઈ.

मुह-द्रुह-स्नुह-स्निहो वा २।१।८४

नहाहो-र्धतौ २।१।८५

१३ ધુટ્ વ્યંજનાદિ પ્રત્યય પર છતાં, नश् ધાતુમાં સ્વરની પછી न् ઉમેરાય છે. नंष्टा । नंष्टुम् । नंक्ष्यति । अनंक्ष्यत् । नशिता नशितुम् नशिष्यति अनशिष्यत् । नश् વેટ્ છે.

नशोधुटि ४।४।१०९

१४ ધુટ્ વ્યંજનાદિ પ્રત્યય પર છતાં, मस्ज् ધાતુના स् નો न् થાય છે मङ्क्ता । मङ्क्तुम् । मङ्क्ष्यति । अमङ्क्ष्यत् । પા. ४. નિ. ७.

मस्जः सः ४।४।११०

ધુટ્ વ્યંજનાદિ પ્રત્યય પર છતાં, (૧) सृज् અને दृश् ધાતુને નિત્ય અને (૨) स्पृश् मृश् कृष् तृप् दृप् અને सृप् ધાતુને વિકલ્પે સ્વરની પછી अ આવે છે, પણ પ્રત્યય કિત્ ન હોય તો.
स्रष्टा । स्रष्टुम् । स्रष्टव्यम् । स्रक्ष्यति । अस्रक्ष्यत् ।
द्रष्टा । द्रष्टुम् । द्रष्टव्यम् । द्रक्ष्यति अद्रक्ष्यत् ।
सृष्टः । दृष्ट । सृष्ट्वा । दृष्ट्वा । પ્રત્યય કિત્ છે.
स्प्रष्टा, स्पर्ष्टा । स्प्रष्टुम् । स्पर्ष्टुम् । स्प्रष्टव्यम् , स्पर्ष्टव्यम् ।
स्प्रक्ष्यति, स्पर्क्ष्यति । अस्प्रक्ष्यत् , अस्पर्क्ष्यत् ।
એ પ્રમાણે मृश् कृष् અને सृप्
स्पृष्टः । मृष्टः । कृष्टः । सृप्तः । स्पृष्ट्वा । ઇ. પ્રત્યય કિત્ છે.
त्रप्ता, तर्प्ता । द्रप्ता, दर्प्ता । त्रप्स्यति तर्प्स्यति । વિગેરે.
तृप् અને दृप् આ બે ધાતુ વેટ્ છે, એટલે इ આવે ત્યારે,
तर्पिता । दर्पिता । तर्पिष्यति दर्पिष्यति વિગેરે.
तृप्तः । दृप्तः । પ્રત્યય કિત્ છે.

अः सृजि–दृशोऽकिति ४।४।१११

स्पृशादि–सृपो वा ४।४।११२

। વેટ્ ધાતુઓને क्त અને क्तवतु પૂર્વે इ આવતી નથી तृप्तः ।

वेटोऽपतः ४।४।६२

६ ધાતુના स् નો त् કારાદિ અશિત્ પ્રત્યયના વિષયમાં त् થાય છે. वस्–वत्स्यति । अवत्स्यत् ।

सस्तः सि ४।३।९२

७ ધુટ વ્યંજનાદિ પ્રત્યયો પર છતાં ધાતુના च्छ् નો श् અને व् નો ऊ [ऊट्] થાય છે. प्रच्छ्–प्रष्टा । प्रक्ष्यति । प्रच्छ्+त [क्त] पृष्टः । [પા ૪. નિ. ૫. પા. ૧૩. નિ. ૨.]
दिव्+त=द्यूतः । धाव्+त=धौतः । धौतवान् ।

अनुनासिके च च्छ्वः शूट् ४।१।१०८

। अ વર્ણનો ऊ [ऊट्] સાથે औ થાય છે. धाव्+त=धौतः

ऊटा १।२।१३

૧૮ સ્વરાન્ત ધાતુથી તથા ग्रह् दृश् અને हन् ધાતુથી, કર્મણિ અને ભાવે પ્રયોગમાં ભવિષ્યન્તી ક્રિયાતિપત્તિ શ્વસ્તની અદ્યતની सू [सिच्] અને આશીઃ પ્રત્યયો (પા. ૩૦) લગાડતાં इ [ञिट्] વિકલ્પે થાય છે.

लू+इ [ञिट्]+स्यते [પા. ૫. નિ. ૨] लाविष्यते। પક્ષે इ [इट्] થાય ત્યારે, लविष्यते। એ પ્રમાણે, अलाविष्यत। अलविष्यत, लाविता। लविता।
नी, नायिष्यते नेष्यते। अनायिष्यत। अनेष्यत। नायिता नेता। हृ, हारिष्यते हरिष्यते। अहारिष्यत अहरिष्यत। हारिता हर्त्ता। ग्रह, ग्राहिष्यते ग्रहीष्यते। अग्राहिष्यत अग्रहीष्यत। ग्राहिता गहीता। दृश्, दर्शिष्यते द्रक्ष्यते। अदर्शिष्यत अद्रक्ष्यत। दर्शिता द्रष्टा।

स्वर-ग्रह-दृश-हन्भ्यः स्य-सिजाशीः श्वस्तन्यां ञिड् वा ३।४।६९

૧૯ आ કારાન્ત ધાતુઓના आ નો ञित् णित् कृत् પ્રત્યયો અને इ [ञिट् કે ञिच् પા. ૨૭ નિ. ૧૧] પર છતાં, पे થાય છે.
दा+अ [घञ्]=दायः। दा+अक [णक]=दायकः।
दा+इ [ञिट्]+स्यते=दायिष्यते પક્ષે दास्यते। अदायिष्यत, अदास्यत, दायिता दाता।

आत ऐः कृञ्–ञौ ४।३।५३

૨૦ इ [ञिट् કે ञिच्] પર છતાં, हन् નો घन् થાય છે. घानिष्यते પક્ષે हनिष्यते। अघानिष्यत, अहनिष्यत। घानिता, हन्ता।

ञ्णि–णवि घन् ४।३।१०१

## પાઠ ૨૦ મો. ધાતુરૂપ શબ્દો (સ્વરાન્ત)

૧ 'ધાતુ સૂચિત અર્થ—ક્રિયાનો કરનાર' એવા અર્થમાં ધાતુને **क्विप्** પ્રત્યય લાગે છે. **विश्वं पाति क्विप् विश्वपाः । तत्त्वं वेत्ति इति क्विप् तत्त्वविद् । क्विप्** ના વર્ણો ઈત્ છે.

**क्विप् ५।१।१४८**

૨ હ્રસ્વ સ્વરાન્ત ધાતુને પિત્ કૃત્ પ્રત્યય પર છતાં, **त्** ઉમેરાય છે. **शत्रुं जयति क्विप् शत्रुजित् । अनु + सृ + क्त्वा = अनुसृत्य** । (**क्त्वा** નો **य** [ **यप्** ] આદેશ પિત્ છે.)

**ह्रस्वस्य तः पित्कृति ४।४।११४**

૩ **क्रुध्** વિગેરે અને **सं–पद्** વિગેરે ધાતુઓને નિત્ય અને **भी** વિગેરે ધાતુઓને વિકલ્પે **क्विप्** પ્રત્યય લાગીને સ્ત્રીલિંગ શબ્દો બને છે. **क्रुध् । मुद्** ઈ૦ । **संपद् । विपद्** ઈ૦ । **भीः, भीतिः । ह्रीः, ह्रीतिः** ઈ૦ ।

**क्रुत्संपदादिभ्यः क्विप् ५।३।११४**

**भ्यादिभ्यो वा ५।३।११५**

। **सं-पद्** વિગેરે ધાતુઓમાંના કેટલાકને **ति** પ્રત્યય પણ લાગે છે **संपत्तिः । विपत्तिः** । ઈ૦

**श्यादिभ्यः ५।३।९२**

૪ ધુટ્ સિવાયના સ્વરાદિ પ્રત્યયો પર છતાં, **आ** [ **आप्** ] પ્રત્યય સિવાયના આકારાન્ત નામોના **आ** નો લોપ થાય છે. **विश्वपः** દ્વિ. બ. વ. **विश्वपा** તૃ. એ. વ.

**लुगातो ऽनापः २।१।१०७**

૫ નપુંસક લિંગ નામોનો અન્ત્ય સ્વર હ્રસ્વ થાય છે. **विश्वप** રૂપો **वन** પ્રમાણે કરવાં. **विश्वपम्**

क्लीबे २।४।९७

૬ विभक्ति विनानां क्विप् પ્રત્યયાન્ત જ નામની સાથે જે સમાસ થયેલો હોય, તે સમાસ સંબંધી ધાતુના इ વર્ણ અને उ વર્ણનો, સ્વરાદિ પ્રત્યયો પર છતાં, અનુક્રમે य् અને व् થાય છે, પણ सुधी શબ્દમાં य् થતો નથી. પા. ૪. નિ. ૨. નો અપવાદ. खलं पुनाति इति खलपूः खलप्वौ । खलप्वः । सुष्ठु ध्यायति दधाति वा सुधीः । सुधियौ । सुधियः ।
क्विब् वृत्तेरसुधियस्तौ २।१।५८

૭ नी શબ્દથી इ (સ. એ. વ.) નો आम् થાય છે. ग्रामं नयति इति ग्रामणीः, ग्रामण्याम् સ. એ. વ. नयति इति नीः, नियाम् સ. એ. વ.
निय आम् १।४।५१

૮ दृन्भू, पुनर्भू, वर्षाभू, અને कारभू આ શબ્દો સંબંધી જ भू ધાતુના ऊનો સ્વરાદિ પ્રત્યય પર છતાં व् થાય છે. दृन्भ्वौ
दृन्पुनर्वर्षाकारै र्भुवः २।१।५९

૯ इय् અને उव् જેઓમાં થાય છે, એવા ई કારાન્ત અને ऊ કારાન્ત ફક્ત સ્ત્રીલિંગે જ હોય એ નામોથી, (૧) ચતુર્થી પંચમી ષષ્ઠી અને સપ્તમી એકવચનના પ્રત્યયોના અનુક્રમે दै आस् आस् અને आम् વિકલ્પે થાય છે અને (૨)- आम् ષ. બ. વ. નો વિકલ્પે नाम् થાય છે. दधाति ध्यायति वा धीः । श्रयति इति श्रीः । भवति इति भूः । श्रियै श्रिये । श्रियाः श्रियः । श्रियाम् श्रियि । श्रियाम् श्रीणाम् ।
वेयुवो ऽस्त्रियाः १।४।३०
आमो नाम् वा १।४।३१

૧૦ भ्रू (સ્ત્રી.) શબ્દના ऊનો સ્વરાદિ પ્રત્યય પર છતાં, उव् થાય છે. (भ्रू શબ્દ ધાતુરૂપ નથી એટલે પા. ૪. નિ. ૨. ન લાગે.) भ्रूः भ्रुवौ भ्रुवः

भ्रू-श्नोः २।१।५३

## પાઠ ૨૧ મો ધાતુરૂપ શબ્દો (વ્યંજનાંત)

॥ ગત્યર્થક अञ्च् ધાતુના ઉપાન્ત્ય ञ् નો કિત્ પ્રત્યયો પર છતાં, લોપ થાય છે. प्राञ्चति क्विप् प्राच् । उदक्तं जलं कूपात् ।

अञ्चोऽनर्चायाम् ४।२।४६

॥ अञ्च् ધાતુને પૂજાર્થમાં इ [इट्] થાય છે. अञ्चिता गुरवः

लुभ्यञ्चे र्विमोहार्चे ४।४।४४

૧ धुट् પ્રત્યય પર છતાં, अच् ને धुट् વ્યંજનની પહેલાં न् ઉમેરાય છે. प्राच् + स् — प्रान्च् + स् — प्रान्—

अचः १।४।६९

૨ अञ्च् ધાતુના न् નો પદને અન્તે ङ् થાય છે. प्राङ् ।

युजञ्च-क्रुञ्चो नो ङः २।१।७१

૩ धुट् સિવાયના સ્વરાદિ પ્રત્યયો પર છતાં, (૧) अच् નો च् થાય છે તથા પૂર્વનો સ્વર દીર્ઘ થાય છે અને (૨) उदच् નો उदीच् થાય છે. प्राचः प्रतीचः उदीचः દ્વિ. બ. વ. ।

उदच उदीच् २।१।१०३

अच् च प्राग् दीर्घश्च २।१।१०४

૪ अ કારાદિ अञ्च् ઉત્તરપદ હોય ત્યારે, तिरस् નો तिरि થાય છે. तिरः अञ्चति तिर्यच्, तिर्यङ् । तिर्यञ्चौ । तिरश्चः દ્વિ. બ. વ. નિ. ૩. નપું. तिर्यक्, ग् तिरश्ची तिर्यञ्चि ।

तिरसस्तिर्यति ३।२।१२४

૫ अञ्च् જેને અંતે છે એવા નામથી, સ્ત્રીલિંગમાં ई [ ङी ] થાય છે. प्राची । प्रतीची । उदीची । अवाची । तिरश्ची ।
अञ्चः २।४।३

૬ हन् અંતવાળા નામોનો સ્વર, પ્ર. એ વ. માં જ દીર્ઘ થાય છે.
वृत्रं हतवान् वृत्रहा वृत्रहणौ वृत्रहणः
वृत्रहणम् ,, वृत्रघ्नः પા. ૧૩. નિ. ૯
भ्रूणं हतवान् भ्रूणहा । સ્ત્રીલિંગ भ्रूणघ्नी ।
इन्–हन्–पूषार्यम्णः शि–स्योः १।४।८७

૭ भ्रू વિગેરે–દરેક ગણોના ધાતુઓ ઉપરથી બનેલા શબ્દોનો પદાન્ત र् પર છતાં, પૂર્વનો નામિ સ્વર દીર્ઘ થાય છે.
गीर्यते इति क्विप् गीः गिरौ गिरः गीर्भ्याम् ।
गिरः अर्थः गीरर्थः । आशास्यते इति आशीः ।
आशिषौ । आशिषः । आशीर्भ्याम् ।
पिपर्ति इति पूः पुरौ पुरः । पूर्भ्याम् ।
धूर्वति इति धूः धुरौ धुरः । धूर्भ्याम् । તૃ. પા. ૮. નિ. ૨૩
पदान्ते २।१।६४

૮ र् અંતવાળા નામના र् નો, सु પ્રત્યય પર છતાં र् જ રહે છે. गीर्षु । धूर्षु । पूर्षु । द्वार्षु । પણ, आशीष्षु, आशीःषु । पयःसु, पयस्सु । વિગેરે નામોમાં र् રહેતો નથી, કેમકે એ નામો र् કારાન્ત નથી પણ स् કારાન્ત છે.
अरोः सुपि रः १।३।५७

॥। પદાન્ત ड् પછી स् નો વિકલ્પે त्स् થાય છે. देवं यजते देवेट्, देवेड् । પા. ૧૩. નિ. ૨. देवेड्त्सु, देवेट्सु ।
ड्–नः सः त्सोऽश्चः १।३।१८

પા. ૧૦ નિ. ૧૧ मधु लेढि मधुलिट्, ड । मधुलिड्भ्याम् ।
પા. ૧૩ નિ. ૧૩, ૧૪ गां दोग्धि गोधुक्, ग् । गोधुग्भ्याम् ।
પા. ૧૯ નિ. ૧૨ मित्राय द्रुह्यति मित्रध्रुक् ग्, ट् ड् ।
उपनह्यति (पादम्) उपानत्, द् । उपानद्भ्यम् ।

૯ ऋत्विज्, दिश्, दृश्, स्पृश्, स्रज्, दधृष्, અને उष्णिह्, આ શબ્દોના અંત્ય વ્યંજનનો પદાન્તે ग् થાય છે.
ऋत्विक्, ग् । ऋत्विक्षु । दिक्, ग् । दिशौ दिग्भ्याम् ।
ऋत्विज्-दिश्-दृश्-स्पृश्-स्रज्-दधृषुष्णिहो गः २।१।६९

૧૦ (૧) ઉપમા આપવામાં વપરાયેલા त्यद् तद् यद् अदस् इदम् एतद् एक द्वि युष्मद् अस्मद् भवत् किम् સર્વનામથી તથા अन्य અને समान શબ્દથી दृश् ધાતુને કર્મણિ પ્રયોગમાં अ [टक्] स [सक्] અને क्विप् પ્રત્યય થાય છે. અને (૨) अन्य અને तद् વિગેરે શબ્દોના અન્ત્ય અક્ષરનો आ થાય છે (૩) इदम् નો ई અને किम् નો की થાય છે (૪) समान નો स થાય છે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| स | इव | दृश्यते | तादृशः | तादृक्षः | तादृक्, ग् |
| अयम् | ,, | ,, | ईदृशः | ईदृक्षः | ईदृक्, ग् |
| क | ,, | ,, | कीदृशः | कीदृक्षः | कीदृक् ग् |
| वयम् | ,, | ,, | अस्मादृशः | अस्मादृक्षः | अस्मादृक् ग् |
| अन्य | ,, | ,, | अन्यादृशः | अन्यादृक्षः | अन्यादृक् ग् |
| समान | ,, | ,, | सदृशः | सदृक्षः | सदृक् ग् |

त्यदाद्यन्य-समानादुपमानाद् व्याप्ये दृशः
टक्-सकौ च ५।१।१५२

दृक्-दृश-दृक्षे ३।२।१५१

अन्य-त्यदादेराः ३।२।१५२
इदम्-किमीत्की ३।२।१५३

IV टित् પ્રત્યયાંત નામોને સ્ત્રીલિંગમાં ई [ङी] થાય છે. तादृशी
अणञेयेकण्-नञ्-स्नञ्-टिताम् २।४।२०

## પાઠ ૨૨ મો તદ્ધિત શબ્દો

૧ બેમાં નિર્ધારવું હોય ત્યારે, एक, यत्, तद्, किम् અને અન્ય સર્વનામોને अतर [ डतर ] પ્રત્યય વિકલ્પે થાય છે.
एकतरो भवतोः पटुः, एको भवतोः पटुः ।
આપના બેમાં એક હોંશિયાર છે.
यतरो भवतोः पटुः ततर आगच्छतु, यो भवतोः पटुः स आगच्छतु । कतरो भवतोः पटुः? को भवतोः पटुः?
वैकाद् द्वयो र्निर्धार्ये डतरः ७।३।५२
यत्-तत्-किमन्यात् ७।३।५३

૨ ઘણામાં નિર્ધારવું હોય ત્યારે—(૧) यद्, तद्, किम् અને અન્ય સર્વનામોને अतर [ डतर ] અને अतम [ डतम ] અને (૨) एक ને अतम [ डतम ] વિકલ્પે થાય છે.
यतमो यतरो वा भवतां पटुः ततमस्ततरो वा आगच्छतु ।
यो भवतां पटुः स आगच्छतु ।
कतमः कतरो वा भवतां पटुः ? को भवतां पटुः ? ।
एकतमो भवतां पटुः, एको भवतां पटुः ।
बहूनां प्रश्ने डतमश्च वा ७।३।५४

૩ નપુંસકલિંગમાં अन्य, अन्यतर, इतर તથા डतर અને डतम પ્રત્યય જેને અંતે છે એવા સર્વનામોનો, પ્ર. એ. વ. અને દ્વિ એ. વ. નો પ્રત્યય द् છે. પણ एकतर શબ્દ સિવાય. अतर [डतर] अतम [डतम] પ્રત્યયાંત નામો સર્વનામ છે.

| | | | |
|---|---|---|---|
| अन्यत्, द् | अन्ये | अन्यानि | प्र. द्वि. |
| इतरत्, द् | इतरे | इतराणि | ,, |
| कतरत्, द् | कतरे | कतराणि | ,, |
| एकतरम् | एकतरे | एकतराणि | ,, |

पञ्चतोऽन्यादेरनेकतरस्य दः १।४।५८

૪ "એના અવયવ (ભાગ, વિભાગ, પ્રકાર, ભેદ)" એવા અર્થમાં, સંખ્યાવાચક શબ્દોથી तय [ तयट् ] પ્રત્યય થાય છે. (૨) द्वि અને त्रि શબ્દથી अय [ अयट् ] પ્રત્યય પણ થાય છે.
पञ्च अवयवा अस्य पञ्चतयो यमः પાંચ પ્રકારનો યમ છે.
द्वौ अवयवौ अस्य द्वयं द्वितयं तपः ।
त्रयोऽवयवा अस्य त्रयं त्रितयं जगत् ।

अवयवात् तयट् ७।१।१५१

द्वि–त्रिभ्यामयट् वा ७।१।१५२

। તદ્ધિત પર છતાં, અપદમાં રહેલા अ વર્ણ અને इ વર્ણનો લોપ થાય છે. द्वयम्

अवर्णेवर्णस्य ७।४।६८

૫ नेम (સર્વ.), अर्ध, प्रथम, चरम, अल्प कतिपय તેમજ तय અને अय જેને અંતે છે એવા નામોથી अस् (પ્ર. બ. વ.) નો इ વિકલ્પે થાય છે. नेमे, नेमाः । अर्धे, अर्धाः । प्रथमे, प्रथमाः । द्वितये, द्वितयाः । त्रये, त्रयाः ।

नेमार्ध-प्रथम-चरम-तयायल्प-कतिपयस्य वा १।४।१०

૬ "એનું માન" એવા અર્થમાં, इदम् અને किम् શબ્દથી अत् [ अतु ] પ્રત્યય થાય છે, અને इदम् અને किम् નો इय् અને किय् આદેશ થાય છે.

इदं मानम् अस्य, इयत् जलम् એટલું પાણી.
किं मानम् अस्य, कियत् जलम् કેટલું પાણી.
इयान् । कियान् । इयती । कियती ।
इदं–किमो-ऽतुरिय–किय् चास्य ७।१।१४८

૭ "આનું માન" એવા અર્થમાં, यद् तद् અને एतद् શબ્દ
आवत् [डावतु] પ્રત્યય થાય છે. यावत्, तावत्, एतावत
यत् तदेतदो डावादिः ७।१।१४९

૮ "આનું સંખ્યામાન" એવા અર્થમાં, यद्, तद् અને कि
થી अति [ डति ] પ્રત્યય પણ થાય છે.
डति પ્રત્યયાન્ત શબ્દો અલિંગ છે—ત્રણે લિંગમાં સમાન
या संख्या मानम् एषां ते यति, यावन्तः । त
तावन्तः । कति, कियन्तः બ. વ. । कति કેટલા त
તેટલા. यति જેટલા.

।। कति, यति, तति શબ્દનો પ્ર. દ્વિ. બ. વ. નો પ્રત્યય ०
यत्–तत्–किमः संख्याया डति र्वा ७।१।१५०
डति–ष्णः संख्याया लुप् १।४।५४

૯ પહેલાં તે રૂપે નથી તેનું તે રૂપે થવું" એવા અર્થમાં
ધાતુના યોગમાં કર્મથી અને भू તથા अस् ધાતુના યો
કર્તાથી ० [ च्वि ] પ્રત્યય થાય છે. च्वि ના વર્ણો ઈત્

૧૦ च्वि પ્રત્યય પર છતાં, (૧) સ્વર દીર્ઘ થાય છે. (૨)
री થાય છે અને (૩) અવ્યય સિવાય अ વર્ણનો ई થાય
प्राग् अशुक्लं शुक्लं करोति इति शुक्लीकरोति पट
प्रागशुक्लः पट इदानीं शुक्लो भवति इति शुक्लीभ
प्रागशुक्लः पट इदानीं शुक्लः स्यादिति शुक्लीस्यात्प

એ પ્રમાણે. माला-मालीकरोति। मालीभवति। मालीस्यात्
અવ્યય. दिवाभूता रात्रिः । दोषाभूतमहः ।
शुचि-शुचीकरोति । शुचीभवति । शुचीस्यात् ।
पितृ-पित्रीकरोति । पित्रीभवति । पित्रीस्यात् ।

कृ-भ्वस्तिभ्यां कर्म-कर्तृभ्याम् प्रागतत्-
तत्त्वे च्विः ७।२।१२

दीर्घश्च्वि-यङ्-यक्-क्येषु च ४।३।१०८

ऋतोरीः ४।३।१०९

ईश्च्वाववर्णस्याऽनव्ययस्य ४।३।१११

૧૧ शिखा વિગેરે શબ્દોથી मत् [ मतु ] પ્રત્યયના અર્થમાં इ
અને मत् થાય છે. शिखी । शिखावान् । माली
मालावान् ।

शिखादिभ्यः इन् ७।२।४

૧૨ ऊर्मि વિગેરે કેટલાક શબ્દોથી मत् ના म નો व થતો નથી
ऊर्मिमान्। भूमिमान्। यवमान् । द्राक्षामान् ।ककुद्मान्

नोर्म्यादिभ्यः २।१।९९

૧૩ अस् અંતવાળા શબ્દોથી તથા माया मेधा અને स्रज्
શબ્દોથી मतु ના અર્થમાં विन् અને मत् થાય છે. यशस्वी
यशस्वान् । तपस्वी । तपस्वान् । मायावी। मायावान्
मेधावी । मेधावान् । स्रग्वी । स्रग्वान् ।

अस्-तपो-माया-मेधा-स्रजो विन् ७।२।४७

॥॥ મત્વર્થ પ્રત્યય પર છતાં, स् કે त् અંતવાળું નામ પદ થતુ
નથી. यशस्वी । तडित्वान् । પ્ર. પા. ૩૪. નિ. ૧ નો અપ

न स्तं मत्वर्थे १।१।२३

૧૪ इष्ठ અને ईयस् [ ईयसु ] પ્રત્યય પર છતાં—

(૧) विन् અને मत् પ્રત્યયનો લોપ થાય છે. स्रग्विन्
स्रजिष्ठः । स्रजीयान् । बलवत्, बलिष्ठः । बलीयान्

त्रिन्–मतो र्णीष्ठेयसौ लुप् ७।४।३२

(૨) अल्प અને युवन् નો कन् વિકલ્પે થાય છે. अल
कनिष्ठः । कनीयान् । अल्पिष्ठः । अल्पीयान् । युवन्
कनिष्ठः । कनीयान् । यविष्ठः । यवीयान् । નિ. ૧૬ (

अल्पयूनोः कन् वा ७।४।३३

(૩) प्रशस्य નો श्र થાય છે. श्रेष्ठः । श्रेयान् ।

प्रशस्यस्य श्रः ७।४।३४

(૪) वृद्ध અને प्रशस्य નો ज्य થાય છે. ज्येष्ठः । ज्यायान्
ज्यायसी સ્ત્રી. । ज्यायान् અનિયમિત છે.

वृद्धस्य च ज्यः ७।४।३५

ज्यायान् ७।४।३६

(૫) वाढ અને अन्तिक નો साध અને नेद થાય છે.
साधिष्ठः । साधीयान् । नेदिष्ठः । नेदीयान् ।

बाढान्तिकयोः साधनेदौ ७।४।३७

IV એક સ્વરવાળા નામનો અંત્યસ્વર અને તેની પછીના વ્યંજ
લોપાતા નથી स्रजिष्ठः । श्रेष्ठः । ज्येष्ठः । નિ. ૧૬ (

नैकस्वरस्य ७।४।४४

૧૫ 'પણું [ भाव ]' અર્થમાં पृथु વિગેરે શબ્દોથી इमन् :
त्व તથા ता [ तल् ] પ્રત્યયો થાય છે. इमन् પ્રત્યાંત શ
પુંલિંગે છે. पृथो र्भावः प्रथिमा ।
प्रथिमानौ । प्रथिमानः । पृथुत्वम् । पृथुता ॥

पृथ्वादेरिमन् वा ७।१।५८

૧૬ इमन् અને इष्ठ તથા ईयस् પ્રત્યયો પર છતાં—

(૧) અંત્ય સ્વર અને તેની પછીના વ્યંજનો લોપાય છે
पटु. पटिमा । पटिष्ठः । पटीयान् । महत्, महिमा
महिष्ठः । महीयान् ।

अन्त्यस्वरादेः ७।४।४३

(૨) पृथु, मृदु, भृश, कृश, दृढ, परिवृढना ऋ ने
र થાય છે. प्रथिमा । प्रथिष्ठः । प्रथीयान् । म्रदिमा
म्रदिष्ठः । म्रदीयान् વિગેરે.

पृथु-मृदु-भृश-कृश-दृढ-परिवृढस्य ऋतो रः ७।४।३९

(૩) स्थूल વિગેરેમાં સ્વરસહિત અંતસ્થા તથા તેની પછીના
વ્યંજનનો લોપ થાય છે અને નામિ સ્વરનો ગુણ થાય છે

| | | | | |
|---|---|---|---|---|
| स्थूल | જાડું | × | स्थविष्ठः | स्थवीयान् |
| दूर | દૂર, છેટે | × | दविष्ठः । | दवीयान् |
| युवन् | જુવાન | × | यविष्ठः । | यवीयान् |
| ह्रस्व | ટુંકું | ह्रसिमा | ह्रसिष्ठः । | ह्रसीयान् |
| क्षिप्र | ઝડપી | क्षेपिमा | क्षेपिष्ठः । | क्षेपीयान् |
| क्षुद्र | હલકું | क्षोदिमा | क्षोदिष्ठः । | क्षोदीयान् |

स्थूल-दूर-युव-ह्रस्व-क्षिप्र-क्षुद्रस्यान्तस्थादे-
गुणश्च नामिनः ७।४।४

(૪) प्रिय વિગેરે શબ્દોના प्रा વિગેરે આદેશો થાય છે.

| | | | | |
|---|---|---|---|---|
| प्रिय | વહાલું | प्रेमा । | प्रेष्ठः । | प्रेयान् |
| स्थिर | નિશ્ચલ | स्थेमा । | स्थेष्ठः । | स्थेयान् |
| स्फिर | જાડું, ઘણું | × | स्फेष्ठः । | स्फेयान् |
| उरु | મોટું, પહોળું. | वरिमा | वरिष्ठः । | वरीयान् |

ગુરુ ભારે, મોટું. गरिमा । गरिष्ठः । गरीयान् ।
बहुल બહુ, ઘણું वंहिमा । वंहिष्ठः । वंहीयान् ।
तृप्र દુઃખી त्रपिमा । त्रपिष्ठः । त्रपीयान् ।
दीर्घ લાંબુ द्राघिमा । द्राघिष्ठः । द्राघीयान् ।
वृद्ध ઘરડું वर्षिमा । वर्षिष्ठः । वर्षीयान् ।
वृन्दारक પ્રશસ્ય वृन्दिमा । वृन्दिष्ठः । वृन्दीयान् ।

प्रिय-स्थिर स्फिरोरु-गुरु-बहुल-तृप्र-दीर्घ-वृद्ध-
वृन्दारकस्येमनि च प्रा-स्था-स्फा-वर-गर-
वंह-त्रप-द्राघ-वर्ष-वृन्दम् ७।४।३८

(૫) बहु નો, इष्ठ પર છતાં भूय् થાય છે. इमन् અને ईयस् પર છતાં भू થાય છે અને પ્રત્યયના इ વર્ણનો લોપ થાય છે,
बहु ઘણું भूयिष्ठः भूमा । भूयान् ।

बहो र्णीष्ठे भूय् ७।४।४०
भूर्लुक् चेवर्णस्य ७।४।४१

V 'પણું' અર્થમાં य [ट्यण्] અને अ [अण्] પ્રત્યય પ[ર છતાં]
થાય છે. જેમકે निर्गुण, नैर्गुण्यम् । विषम, वैषम्य[म्]
६० । गुरु, गौरवम् । अर्हत्, आर्हन्त्यम् ।

पति-राजान्त-गुणाङ्ग-राजादिभ्यः कर्मणि च ७।१।६०
अर्हतस्तोन्त च ७।१।६१
य्वृ-वर्णाद् लघ्वादेः ७-१-६९

V। तद्धितना ञित् કે णित् પ્રત્યય પર છતાં સ્વરોમાંના આદિ[સ્વરની]
વૃદ્ધિ થાય છે. उ વર્ણનો अव् થાય છે. गौरवम् ।

अस्वयंभुवोऽव् ७।४।७०
वृद्धिः स्वरेष्वादेञ्णिति तद्धिते ७।४।१

## પાઠ ૨૩ મો. સામાસિક સંખ્યાવાચક શબ્દો

एकश्च दश च एकादशन्. षट् च दश च षोडशन् આ બે શબ્દો સ્વયંસિદ્ધ છે. બીજી રીતે પણ આ સમાસો કરી શકાય છે. एकाधिका दश एकादश। एकोत्तरा दश एकादश । पञ्चाधिका दश पञ्चदश । ઇત્યાદિ.

### एकादश-षोडश-षोडत्षोढा-षड्ढा ३।२।९१

शत પહેલાંની સંખ્યા ઉત્તરપદમાં હોય તો द्वि त्रि અને अष्टन्‌ને બદલે द्वा त्रयस् અને अष्टा થાય છે, પણ अशीति ઉત્તરપદ હોય ત્યારે અને બહુવ્રીહિ સમાસ હોય ત્યારે તેમ થતું નથી. જુઓ પા. ૩૧ નિ. ૧

द्वौ च दश च द्वादशन् એ પ્રમાણે, त्रयोदशन्, अष्टादशन्,
द्वाविंशति । त्रयोविंशति । अष्टाविंशति ।
द्वात्रिंशत् । त्रयस्त्रिंशत् । अष्टात्रिंशत् ।
પણ, द्व्यशीति । त्र्यशीति । अष्टाशीति ।

### द्वि-त्र्यष्टानां द्वा-त्रयोऽष्टाः प्राक् शताद् अनशीति-बहुव्रीहौ ३।२।९२

चत्वारिंशत्, पञ्चाशत्, षष्टि, सप्तति, અને नवति ઉત્તરપદ હોય ત્યારે द्वा त्रयस् અને अष्टा વિકલ્પે થાય છે.

द्वाचत्वारिंशत्, द्विचत्वारिंशत् । त्रयश्चत्वारिंशत्, त्रिचत्वारिंशत् । अष्टचत्वारिंशत्, अष्टाचत्वारिंशत् । द्वापञ्चाशत्, द्विपञ्चाशत् । त्रयःपञ्चाशत्, त्रिपञ्चाशत् । अष्टापञ्चाशत्, अष्टपञ्चाशत् । द्वाषष्टि द्विषष्टि । त्रयष्षष्टि, त्रयःषष्टि, त्रिषष्टि । अष्टाषष्टि । अष्टषष्टि ।

द्वासप्तति, द्विसप्तति । त्रयस्सप्तति, त्रयःसप्तति, त्रिसप्तति । अष्टासप्तति, अष्टसप्तति । द्वानवति द्विनवति । त्रयोनवति, त्रिनवति । अष्टानवति, अष्टनवति ।

चत्वारिंशदादौ वा ३।२।९२

૩ 'વાર' અર્થમાં—(૧) સંખ્યાવાચક શબ્દોથી कृत्वस् પ્રત્યય થાય છે. (૨) द्वि त्रि અને चतुर् થી स् [सुच्] પ્રત્યય થાય છે. આ નામો અવ્યય છે.

पञ्चकृत्वो भुङ्क्ते પાંચવાર ખાય છે.

षट्कृत्वः, विंशतिकृत्वः, शतकृत्वः ઈત્યાદિ.

द्विः બે વાર त्रिः ત્રણવાર चतुः ચારવાર.

वारे कृत्वस् ७।२।१०९

द्वि–त्रि–चतुरः सुच् ७।२।११०

૪ एक શબ્દ ઉપરથી 'વાર' અર્થમાં सकृत् થાય છે. सकृत्

एकात् सकृत् चाऽस्य ७।२।१११

૫ 'સંખ્યાપુરણ અર્થ'માં—(૧) સંખ્યાવાચક શબ્દોથી अ [डट्] પ્રત્યય થાય છે. एकादशानां पूरणः एकादशन् + अ [डट्]—एकादशः અગીઆરમો, एकादशी અગીઆરમી. એ પ્રમાણે द्वादशः, द्वादशी ।

संख्यापूरणे डट् ७।१।१५५

(૨) विंशति વિગેરે (नवनवति સુધીના) શબ્દોથી વિકલ્પે तम [तमट्] થાય છે. विंशतेः पूरणः विंशतितमः પક્ષે विंशः નિ (૧) થી विंशतितमी, विंशी । एकविंशतितमः, एकविंशः । त्रिंशत्तमः, त्रिंशः । त्रिंशत्तमी, त्रिंशी । ઇત્યાદિ.

विंशत्यादेर्वा तमट् ७।१।१५६

થી વિંશતિના તિનો ડિત્ પ્રત્યય પર છતાં લોપ થાય છે. વિંશઃ ।

विंशतेस्ते डिति ७।४।६७

(૩) शत વિગેરે તમામ સંખ્યાવાચક શબ્દોથી તથા मास अर्धमास, संवत्सर, શબ્દોથી तम [ तमट् ] જ થાય છે.
शततमः । शततमी । एकशततमः । द्विशततमः વિગેરે.
सहस्रतमः, सहस्रतमी । વિગેરે.
मासस्य पूरणः मासतमो दिनः મહીનાનો છેલ્લો દિવસ.

शतादि-मासार्धमास–संवत्सरात् ७।१।१५७

(૪) આદિમાં સંખ્યાવાચક શબ્દ જોડાયેલો ન હોય, તેવા षष्टि सप्तति अशीति અને नवति શબ્દોથી तम [तमट्] જ થાય.
षष्टितमः । सप्ततितमः । अशीतितमः । नवतितमः । नवतितमी । પ્રત્યુદાહરણ एकषष्टितमः, एकषष्टः । एकसप्ततितमः, एकसप्ततः । નિ. (૨) પ્રમાણે.

षष्टयादेरसंख्यादेः ७।१।१५८

(૫) આદિમાં સંખ્યાવાચક શબ્દ જોડાયેલો ન હોય, તેવા पञ्चन् सप्तन् अष्टन् नवन् અને दशन् શબ્દોથી म [मट्] થાય છે.
पञ्चमः । सप्तमः । अष्टमी । नवमी । दशमी ।

नो मट् ७।१।१५९

(૬) षष्, कति, कतिपय થી [ थट् ] પ્રત્યય થાય છે.
षष्ठः, षष्ठी । कतिथः । कतिपयथी ।

षट्–कति–कतिपयात् थट् ७।१।१६२

(૭) चतुर् થી थ [ थट् ] તથા य અને ईय પણ થાય છે.
चतुर्थः । चतुर्थी । तुर्यः, तुरीयः । અહિં चतुर्नो च લોપાય છે.

चतुरः ७।१।१६३

येयौ च लुक् च ७।१।१६४

(૮) द्वि અને त्रि થી तीय થાય છે. द्वितीयः, तृतीयः । द्वितीया, तृतीया । બીજી, ત્રીજી. અહીં त्रि નો तृ થાય છે.

द्वेस्तीयः ७।१।१६५

त्रेस्तृ च ७।१।१६६

६ तीय પ્રત્યયાન્ત નામનાં રૂપો ચતુર્થી, પંચમી, ષષ્ઠી અને સપ્તમીના એકવચનમાં વિકલ્પે સર્વનામ જેવાં થાય છે.

| પું. | સ્ત્રી. |
|---|---|
| द्वितीयस्मै, द्वितीयाय | द्वितीयस्यै, द्वितीयायै |
| द्वितीयस्मात्, द्वितीयात् | द्वितीयस्याः, द्वितीयायाः |
| द्वितीयस्मिन्, द्वितीये | द्वितीयस्याम्, द्वितीयायाम् |

तीयं ङित्कार्ये वा १।४।१४

## પાઠ ૨૪ મો. પરોક્ષા. પરોક્ષ ભૂતકાળ

१ પરોક્ષા

| પરસ્મૈ | | | આત્મને | | |
|---|---|---|---|---|---|
| अ [ णव् ] | व | म | ए | वहे | महे |
| थ [ थव् ] | अथुस् | अ | से | आथे | ध्वे |
| अ [ णव् ] | अतुस् | उस् | ए | आते | इरे |

परोक्षा णव् अतुस् उस् थव् अथुस् अ णव् व म

ए आते इरे से आथे ध्वे ए वहे महे ३।३।१२

१ પરોક્ષાના પ્રત્યયો પર છતાં, ધાતુ બેવડાય છે, પરંતુ સ્વરાદિ પ્રત્યય પર છતાં, પહેલાં દ્વિત્વ કરવું અને પછી સ્વરનું કાર્ય કરવું.

भण् + अ [ णव् ]—भण् + अ – भभण् + अ – बभण् + अ = बभाण । પા. ૫. નિ. ૨: થી વૃદ્ધિ.

द्वि र्धातुः परोक्षा–ङे प्राक् तु स्वरे स्वरविधेः ४।१।१

૨ (૧) इन्ध् ધાતુથી અને જેને અંતે સંયોગ નથી એવા ધાતુઓથી વિત્ સિવાયના પરોક્ષાના પ્રત્યયો કિત્ જેવા થાય છે.
(૨) स्वञ्ज् ધાતુથી વિકલ્પે કિત્ જેવા થાય છે.
सम्–इन्ध्+ए=समीधे । परिषस्वज़े, परिषस्वञ्जे ।
કિત્ થવાથી પા. ૩ઃ નિ. ૮. થી न् લોપ.
भिद्, बिभिदतुः કિત્ થવાથી ગુણ ન થયો.
बिभेद । અહિં પ્રત્યય વિત્ છે માટે કિત્ નથી. તેથી ગુણ થયો.
इन्ध्यसंयोगात्परोक्षा किद्वत् ४।३।२१
स्वञ्जे र्नवा ४।३।२२

૩ પ્ર. પુ. એ. વ. अ [ णव् ] પ્રત્યય, ણિત્ વિકલ્પે થાય છે.
श्रि शिश्रय । ણિત્ નથી, પણ વિત્ છે માટે કિત્ નથી, એટલે ગુણ થયો, પક્ષે शिश्राय । ણિત્ છે માટે વૃદ્ધિ થઈ.
णिद्वाऽन्त्यो णव् ४।३।५८

૪ कृ, सृ वृ, भृ, स्तु, द्रु श्रु, અને स्रु આ આઠ ધાતુ સિવાય દરેક ધાતુથી પરોક્ષાના વ્યંજનાદિ પ્રત્યય પૂર્વે इ [ इट् ] થાય છે. वभणिव ।
कृ ધાતુની પૂર્વે स् આવે છે ત્યારે इ થાય છે. सञ्चस्करिव ।
स्कृ-सृ-वृ-भृ-स्तु-द्रु-श्रु-स्रो र्व्यञ्जनादेः परोक्षायाः ४।४।८२

૫ દ્વિત્વ થયા પછી—
(૧) પૂર્વના ऋ નો अ થાય છે. सृसृ + अ = ससार ।
ऋतोऽत् ४।१।३८
(૨) પૂર્વના શિટ્ નો અઘોષ પર છતાં લોપ થાય છે.
स्पृश् + अ – स्पृश् स्पृश् + अ – पृश् स्पृश् + अ — पृ स्पृश् + अ — पस्पृश् + अ = पस्पर्श ।
अघोषे शिटः ४।१।४५

(૩) પૂર્વના क नो च थाय छे. कृ, चकार ।

क–ङश्च–ञ् ४।१।४६

૬ र् કારાન્ત ધાતુથી અને નામ્યન્ત ધાતુથી પર રહેલા પરોક્ષા અદ્યતની અને આશીર્વાદના પ્રત્યયના ध्नो ढ् થાય છે. चकृढ्वे

र्–नाम्यन्तात् परोक्षाद्यतन्याशिषो धो ढः २।१।८०

૭ ह् કારાન્ત અને અન્તસ્થા અંતવાળા ધાતુઓની પછી इ [ ञिट् ] કે इ [ इट् ] હોય તો તેની પછી રહેલા પરોક્ષા અદ્યતની અને આશીર્વાદના પ્રત્યયના ध्नो ढ् વિકલ્પે થાય છે. जगृहिढ्वे, ध्वे । शिश्रियढ्वे, ध्वे ।

हान्तस्थाञ् ञिड्भ्याम् वा २।१।८१

૮ सृज् ધાતુથી, दृश् ધાતુથી, स्कृ [ स् પૂર્વક कृ ) ધાતુથી, તેમજ સ્વરાન્ત અનિટ્ ધાતુઓથી, અને જેમાં अ છે એવા અનિટ્ ધાતુઓથી, थनी પૂર્વ વિકલ્પે इ [ इट् ] થાય છે.

सृज् – सस्रष्ठ [પા. ૧૯. નિ. ૧૫] ससर्जिथ । दृश् – दद्रष्ठ । ददर्शिथ । स्कृ – सञ्चस्कर्थ । सञ्चस्करिथ । नी–निनेथ, निनयिथ। त्यज् – तत्यक्थ, तत्यजिथ । सञ्ज्–ससङ्क्थ । ससञ्जिथ ।

सृजि-दृशि-स्कृ-स्वरात्वतः तृजनित्यानिटस्थवः ४।४।७८

૯ હ્રસ્વ ऋ કારાન્ત અનિટ્ ધાતુઓથી थ ની પૂર્વે इ થતો નથી. हृ–जहर्थ ।

ऋतः ४।४।७९

૧૦ ऋ, वृ, व्ये, અને अद् ધાતુથી थनी પૂર્વે इ थाय छे. आरिथ । ववरिथ । संविव्ययिथ પા. ૨૬ નિ. ૫ आदिथ ।

ऋ–वृ–व्ये–ऽद इट् ४।४।८०

૧૧ ચિત્ત વિક્ષેપ વિગેરે કારણથી કરેલી ક્રિયાનું સ્મરણ ન હોય ત્યારે અથવા કરેલી ક્રિયાને એકદમ છુપાવી દેવી હોય ત્યારે અદ્યતન ( આજના ) સિવાયના ભૂતકાળમાં ધાતુથી પરોક્ષાના પ્રત્યયો થાય છે. **सुप्तोऽहं किल विललाप।** ખરેખર સુતા એવા મેં વિલાપ કર્યો છે.

**मत्तोऽहं किल विचचार।** ઉન્મત્ત બનેલો હું ખરેખર રખડયો છું.

બીજાના કહેવાથી ખાત્રી થયા બાદ કર્તા આવો પ્રયોગ કરે છે.

**कलिङ्गेषु ब्राह्मणो हतस्त्वया।** કલિંગ દેશમાં તેં બ્રાહ્મણ માર્યો છે?

**नाहं कलिङ्गान्जगाम।** હું કલિંગ દેશમાં ગયો નથી.

**कृतास्मरणाति–निह्नवे परोक्षा ५।२।११**

૧૨ અદ્યતન ( આજના ) સિવાયના પરોક્ષ ( પોતે નહિ જોએલ ) ભૂતકાળમાં ધાતુથી પરોક્ષા થાય છે.

**धर्मं दिदेश तीर्थङ्करः।** તીર્થંકર ભગવંતે ધર્મનો ઉપદેશ આપ્યો.

**कंसं जघान कृष्णः।** કૃષ્ણે કંસને હણ્યો.

**परोक्षे ५।२।१२**

૧૩ પરોક્ષ ભૂતકાળમાં પરોક્ષની વિવક્ષા ન કરીએ તો હ્યસ્તની થાય. **अभवत् सगरो राजा।** સગર રાજા થયો.

**अविवक्षिते ५।२।१४**

## પાઠ ૨૫ મો. પરોક્ષ ભૂતકાળ ચાલુ

૧ પરોક્ષાના પ્રત્યયો પર છતાં, દ્વિત્વ થયા બાદ—

(૧) પૂર્વના **अ** નો **आ** થાય છે. **अट्+अ [णव्]–अ अट्+अ –आ अट्+अ=आट। आटतुः। आटुः।** (પ્ર. પા. ૪. નિ. ૧)

**अस्यादेराः परोक्षायाम् ४।१।६८**

(૨) ऋ કારાદિ ધાતુઓના, अश् ગ. ૫. આ. ધાતુના અને સંયોગાન્ત ધાતુના પૂર્વના अ નો आ થાય છે. અને પછી न् ઉમેરાય છે, પણ आ ને ઠેકાણે થયેલા अ નો आ થતો નથી. ऋध्+अ [णव्]-अ ऋध्+अ—आन् ऋध्+अ=आनर्ध। आनृधुः। आनर्धिथ ઇ૦। अश्, आनशे। अञ्ज्, आनञ्ज। आनञ्जिथ। પણ आञ्छ् નું आञ्छ। થાય છે.

**अनातो नश्चान्तः ऋदाद्यशौ संयोगस्य ४।१।६९**

(૩) भू અને स्वप् ધાતુના પૂર્વના સ્વરનો અનુક્રમે अ અને उ થાય છે. भू+अ [णव्]—व भू+अ—व भाव्+अ—

**भू-स्वपोरदुतौ ४-१-७०**

૨ પરોક્ષામાં અને અદ્યતનીમાં वू અંતવાળા भू ધાતુના ઉપાન્ત્ય સ્વરનો દીર્ઘ ऊ થાય છે. बभूव। बभूवतुः। बभूविथ।

**भुवो वः परोक्षाद्यतन्योः ४।२।४३**

૩ अ [ङ] (પા. ૨૯. નિ. ૯) સિવાયના પ્રત્યયો પર છતાં, દ્વિત્વ થયા બાદ, हि અને हन् ધાતુના, પૂર્વથી પર રહેલા ह् નો घ् થાય છે. हि जिघाय। हन्, जघनिथ। जघन्थ।

**अङे हि-हनो हो घः पूर्वात् ४।१।३४**

૪ अ [णव्] પ્રત્યય પર છતાં, हन् નો घन् આદેશ થાય છે. जघान। પા. ૩૬. નિ. ૪ નો અપવાદ.

**ञ्णि-णवि घन् ४।३।१०१**

૫ स [सन्] (પા. ૩૫ નિ. ૧) અને પરોક્ષા પર છતાં, દ્વિત્વ થયા બાદ— (૧) जि ધાતુના, પૂર્વથી પર રહેલા जि નો गि થાય છે. विजिग्ये। जिगाय।

(૨) च्चि ધાતુના, પૂર્વથી પર રહેલા च्चि નો कि વિકલ્પે થાય છે. चिकाय चिचाय। चिकयिथ चिकेथ। चिचयिथ चिचेथ। चिक्ये चिच्ये।

जे गिः सन्–परोक्षयोः ४।१।३५

चेः कि र्वा ४।१।३६

૬ गम् हन् जन् खन् અને घस् ધાતુના ઉપાન્ત્ય સ્વરનો अ [अङ्] (પા. ૨૯ નિ, ૬) સિવાયના સ્વરાદિ કિત્ ઙિત્ પ્રત્યયો પર છતાં, લોપ થાય છે. गम्+उस्—जगम्+उस्= जग्मुः। जग्मिव। जग्मिम। हन्, जघ्नुः। जन्, जज्ञे। खन्, चख्नुः। घस्, जक्षुः। घ्नन्ति। પા. ૧૩. નિ. ૮. પણ, जगमिथ जगन्थ। जघनिथ जघन्थ। चखनिथ। जघसिथ जघस्थ। जगम जगाम। અહીં લોપ થશે નહિ.

गम-हन-जन-खन-घसः स्वरेऽनङि क्ङिति लुक् ४।२।४४

૭ अद् ધાતુનો પરોક્ષામાં વિકલ્પે घस् થાય છે. जघसिथ પા. ૨૪. નિ. ૧૦. जक्षथुः। પક્ષે आदिथ। आदथुः।

परोक्षायां नवा ४।४।१८

૮ इ (જવું) ધાતુના इ નો, સ્વરાદિ પ્રત્યયો પર છતાં, इय् થાય છે. इ+अतुस्—इइ+अतुस्—इ इय्+अतुस्=ईयतुः। (પા. ૧૪. નિ. ૧૫ નો અપવાદ) इयय, इयाय ૧. પુ. એ. વ.। इययिथ इयेथ। ईयिव।

इणः २।१।५१

૯ શિત્ સિવાયના કિત્ ઙિત્ સ્વરાદિ પ્રત્યયો તેમજ इ [इट्] અને उस् [पुस्] પ્રત્યય પર છતાં, आ કારાન્ત ધાતુના आ નો લોપ થાય છે. पपतुः। पपिव। पपिथ। अयुः પા. ૧૧ નિ. ૧ અને ૨ (પા. ૨૯. અદ્યતની ૬ઠ્ઠા ૭મા પ્રકારનો પ્રત્યય ઙિત્ સ્વરાદિ છે માટે ત્યાં આ નિયમ લાગશે.

इडेत्–पुसि चातो लुक् ४।३।९४

૧૦ આ કાર પછી अ [णव्] પ્રત્યનો औ થાય છે पा–पपौ

**आतो णव औः ४।२।१२०**

૧૧ इ (ભણવું) ધાતુનો પરોક્ષામાં गा થાય છે. **अधिजगे । अधिजगिवहे । अधिजगिमहे ।**

**गाः परोक्षायाम् ४।४।२६**

૧૨ **वस्** [**क्वसु**] અને **आन** [**कान**] (પા. ૨૬. નિ. ૧૯) આ બે કૃત્ પ્રત્યયો સિવાય, પરોક્ષામાં—(૧) **स्कृ** ધાતુના, **ऋच्छ्** ધાતુના અને દીર્ઘ **ॠ** જેને અંતે હોય એવા ધાતુઓના, **નામિ** સ્વરનો ગુણ થાય છે.. **सञ्चस्करिव । आनर्छिव । वि+कॄ, विचकरिव ।**

(૨) **સંયોગ** પછી હ્રસ્વ **ऋ** અંતે હોય એવા ધાતુઓનો અને **ऋ** ધાતુનો ગુણ થાય છે. **सस्मरथुः । आरथुः ।**

**स्कृच्छृतो ऽकि परोक्षायाम् ४।३।८**

**संयोगाद् ऋदर्तेः ४।३।९**

૧૩ **शॄ दॄ** અને **पॄ** ધાતુઓનો દીર્ઘ **ॠ** પરોક્ષામાં વિકલ્પે હ્રસ્વ થાય છે. **विशस्रुः ।** પક્ષે **विशशरुः ।** નિ. ૧૨. (૧) થી ગુણ.

**ऋः शॄ–दॄ–प्रः ४।४।२०**

૧૪ **कुटादि** (**कुट् स्फुट् त्रुट् स्फुर् नू** અને **घू** વિગેરે) છઠ્ઠા ગણના ધાતુઓથી ञित् અને णित् સિવાયના તમામ પ્રત્યયો ङित् જેવા થાય છે. **कुटिता । कुटितुम् । कुटित्वा । नुविता ।** પરોક્ષામાં પ્રથમ પુરુષ એકવચનનો પ્રત્યય પા. ૨૪. નિ. ૩. થી णित् વિકલ્પે છે એટલે ङित् વિકલ્પે થશે, માટે–પક્ષે ગુણ કે વૃદ્ધિ થશે. **उच्चुकुट उच्चुकोट । नुनुव नुनाव । उच्चुकुटिथ । नुनुविथ ।**

**कुटादे ङिद्वद् अञ्णित् ४।३।१७**

૬ स्वसृ અર્થવાળા શબ્દો સાથે, भ्रातृ અર્થવાળો શબ્દ અને दुहितृ અર્થવાળા શબ્દો સાથે पुत्र અર્થવાળો શબ્દ શેષ રહે છે. भ्राता च स्वसा च भ्रातरौ । सोदर्यश्च स्वसा च सोदर्यौ । भ्राता च भगिनी च भ्रातरौ । पुत्रश्च दुहिता च पुत्रौ । सुतश्च दुहिता च सुतौ । पुत्रश्च सुता च पुत्रौ ।

भ्रातृ-पुत्राः स्वसृ-दुहितृभिः ३।१।१२१

૭ माता સાથે पिता વિકલ્પે શેષ રહે છે.

माता च पिता च पितरौ, मातापितरौ ।

मातरपितरौ આવો પણ પ્રયોગ બને છે.

पिता मात्रा वा ३।१।१२२

मातरपितरं वा ३।२।४७

II વિદ્યાકૃત કે યોનિકૃત સંબંધ નિમિત્ત છતે પ્રવર્તેલા ऋકારાન્ત શબ્દોના દ્વન્દ્વમાં પૂર્વપદનો आ થાય છે. होता च पोता च होतापोतारौ । माता च पिता च मातापितरौ ।

आ द्वन्द्वे ऋतां विद्या-योनिसंबंधे ३।२।३७

III તેવા ऋકારાંત નામના દ્વન્દ્વમાં पुत्र ઉત્તરપદ છતે, आ થાય છે. होतापुत्रौ । माता च पुत्रश्च मातापुत्रौ । पितापुत्रौ ।

पुत्रे ३।२।४०

IV દેવતા દ્વન્દ્વમાં પૂર્વપદનો आ થાય છે. सूर्याचन्द्रमसौ । इन्द्रासोमौ । इन्द्रावरुणौ ઇ૦

वेद-सहश्रुता-ऽवायुदेवतानाम् ३।२।४१

V પૂર્વપદમાં महत् નો महा થાય છે. महच्च तत्सुखं च महासुखम्

जातीयैकार्थे ऽच्वेः ३।२।७०

## પાઠ ૩૫ મો. ઇચ્છાદર્શક ( सन्नन्त प्रक्रिया )

૧ तुम् પ્રત્યયને યોગ્ય ધાતુથી, ઇચ્છાના અર્થમાં स [सन्] પ્રત્યય થાય છે. (स પૂર્વે ધાતુને સેટ્, અનિટ્ અને વેટ્ પ્રમાણે इ લગાડવી ન લગાડવી. કે વિકલ્પે લગાડવી,)

शोभितुमिच्छति, शुभ् इ स- शेतुमिच्छति, शी इ स—

**तुमर्हादिच्छायां सन् अतत्सनः ३।४।२१**

૨ स [सन्] અન્તવાળા ધાતુનો એકસ્વરી આદ્ય અંશ દ્વિરુક્ત થાય છે. शुशुभ् इस- शुशोभिष । शिशयिष ।

शुशोभिष+अ [शव्] પા. ૧ નિ. ૨+ते= शुशोभिषते પ્ર. પા. ૪ નિ. ૧ । शिशयिषते ।

**सन्यङश्च ४।१।३**

। અકારાન્ત ધાતુથી અશિત્ પ્રત્યયો આવ્યે છતે, અન્ત્ય अ લોપાય છે. शुशोभिषिष्यते । शुशोभिषिषीष्ट । अटिटिषिष्यति । अटिटिषिष्यात् ।

**अतः ४।३।८२**

૩ સ્વરાદિ ધાતુનો એકસ્વરી દ્વિતીય અંશ દ્વિરુક્ત થાય છે. अटिष—अटिटिष—अटिटिषति ।

**स्वरादे र्द्वितीयः ४।१।४**

૪ रुद्, विद्, मुष्, ग्रह्, स्वप् અને प्रच्छ् આ ધાતુઓથી સન્ અને ક્ત્વા [सन्, क्त्वा] કિત્ જેમ થાય છે.

(કિત્ થવાથી ગુણ નહિ થાય અને ય્વૃત્ થશે.)

रुदित्वा रुरुदिषति । विदित्वा विविदिषति । પા. ૩૬ નિ. IV

मुषित्वा मुमुषिषति । गृहीत्वा जिघृक्षति । પા. ૧૩ નિ. ૧૪

सुप्त्वा सुषुप्सति પાઠ ૧૨ નિ ૯ । पृष्ट्वा पिपृच्छिषति

**रुद्-विद्-मुष-ग्रह-स्वप-प्रच्छः सन् च ४।३।३२**

૫ નામ્યન્ત ધાતુઓથી અનિટ્ स [सन्] કિત્વત્ થાય છે.
निनीषति । तृ, तितीर्षति ।
नामिनोऽनिट् ४।३।३३
૬ નામ્યુપાન્ત્ય ધાતુઓથી અનિટ્ स [सन्] કિત્વત્ થાય છે.
भिद्, बिभित्सते । बुध् ગ. ૪ बुभुत्सते ।
उपान्त्ये ४।३।३४
૭ (૧) ધુડાદિ स [सन्] પર છતાં, સ્વરાન્ત ધાતુઓનો તથા हन् ધાતુનો અને इ ધાતુના गम् [गमु] આદેશનો સ્વર દીર્ઘ થાય છે. (૨) तन् નો વિકલ્પે દીર્ઘ થાય છે.
चिचीषति । तुष्टूषति । कृ चिकीर्षति । हन्-जिघांसति પા. ૨૫ નિ. ૩ । तन्—तितांसति, तितंसति ।
स्वर–हन्–गमोः सनि धुटि ४।१।१०४
तनो वा ४।१।१०५
૮ सन् પ્રત્યય પર છતાં, इ 'ભણવું'નો गम् [गमु] આદેશ થાય છે અને अद् નો घस् થાય છે.
अध्येतुमिच्छति=अधिजिगांसते । जिघत्सति ।
सनीङश्च ४।४।२५
घस्लृ सनद्यतनी–घञचलि ४।४।१७
૯ દ્વિત્વ થયા બાદ પૂર્વના अ નો स [सन्] પર છતાં इ થાય છે.
पच्, पिपक्षति । पा, पिपासति । तिष्ठासति ।
सन्यस्य ४।१।५९
૧૦ દ્વિત્વ થયા બાદ પૂર્વના उ નો, अ વર્ણ જેને અંતે છે એવા ज, अन्तस्था અને प વર્ગ પર છતે सन् પર છતે इ થાય છે.
यु+इ स—यु यु+इ स— यियविषति । पिपविषते નિ. ૧૨ ।
ओ र्जा-ऽन्तस्था-पवर्गेऽवर्णे ४।१।६०

૧૧ इव् જેને અંતે હોય એવા ધાતુઓ તથા ऋध्, भ्रस्ज्, दम्भ्, श्रि, यु, उर्णु ગ. ૨, भृ, ज्ञपि ( णिगन्त ज्ञा ધાતુ ), सन्, तन्, पत्, वृ, દીર્ઘ ॠ કારાન્ત ધાતુઓ અને दरिद्रा ધાતુથી स [ सन् ] પૂર્વે इट् વિકલ્પે થાય છે.

दिव्—दुद्यूषति પા. ૧૯ નિ. ૧૭ दिदेविषति । भ्रस्ज्, विभ्रक्षति, बिभ्रज्जिषति विभर्क्षति, विभर्जिषति । श्रि—शिश्रीषति, शिश्रयिषति । युयूषति, यियविषति । प्रोर्णुनूषति, प्रोर्णुनविषति । बुभूर्षति, बिभरिषति । तन्—तितंसति, तितनिषति । वृ—वुवूर्षते, विवरिषते । तॄ—तितीर्षति, तितरिषति । दरिद्रा—दिदरिद्रासति, दिदरिद्रिषति । અહીં आ નો લોપ થાય છે. પા ૨૫ નિ. ૯

**इवृध्—भ्रस्ज—दम्भ—श्रि—यूर्णु—भर—ज्ञपि—सनि—तनि—पति—वृ—ॠदृ—दरिद्रः सनः ४।४।४७**

૧૨ ऋ, स्मि, पू (ગ. ૧ આત્મને ) अञ्ज्, अश्, ( ગ. ૫ ) कॄ, गॄ, दॄ, धॄ ( ગ. ૬ આ. ) અને प्रच्छ् ધાતુથી स [ सन् ] પૂર્વે इट् થાય છે.

अरिरिषति । सिस्मयिषते । पिपविषते । अञ्जिजिषति । अशिशिषते । चिकरिषति । जिगरिषति । आदिदरिषते ॥ आदिधरिषते । पिपृच्छिषति ।

**ऋ—स्मि—पूङञ्जशौ—कॄ—गॄ—दॄ—धॄ—प्रच्छः ४।४।४८**

नृत्, निनृत्सति । निनर्तिषति પા.૧૯ નિ. ૪
गम् जिगमिषति પા. ૧૯ નિ. ૫
क्रन्, चिक्रमिषति પા. ૧૯ નિ. ૬
वृत् કે वृध्, विवृत्सति । स्यन्द् सिष्यन्त्सति ।
પા. ૧૯ નિ. ૭. ૮. क्लृप्, चिक्लृप्सति ।

આત્મને विवर्तिषते । विवर्धिषते
सिस्यन्त्सते, सिस्यन्दिषते । चिक्लृप्सते, चिकल्पिषते ।

१३ ग्रह् गुह् અને उ વર્ણાન્ત ધાતુઓથી स [सन्] ની પૂર્વે इ થાય નહિં.

जिघृक्षति । जुघुक्षति । रुरूषति । लुलूषति । बुभूषति ।

**ग्रह-गुहश्च सनः ४।४।५९**

१४ સાદિ (સકારાદિ) स [सन्] પર છતાં—

(૧) ज्ञपिનો ज्ञीप् અને आप् નો ईप्

(૨) ऋध् નો ईर्त्स्

(૩) दम्भ्નો धिप्, અને धीप्

(૪) અકર્મક मुच् નો વિકલ્પે मोक्

(૫) मि, मी, मा અને दा સંજ્ઞક ધાતુના સ્વરનો इत्
मि ૫. ઉ. પ્રક્ષેપ કરવો, ઉમેરવું. मी ૯. ઉ. હિંસા કરવી.

(૬) रभ्, लभ्, शक्, पत्, અને पद् ના સ્વરનો इ થાય છે અને સર્વત્ર દ્વિરુક્તિ થતી નથી.

(૧) ज्ञीप्सति ઈપ્સતિ — પ્રત્યુદાહરણ जिज्ञपयिषति
ईप्सति

(૨) ईर्त्सति — ,, अर्दिधिषति

(૩) धिप्सति, धीप्सति — ,, दिदम्भिषति

(૪) मोक्षति, मुमुक्षति

(૫) मित्सति, -ते मित्सति, -ते मित्सते,
दित्सति, धित्सति

(૬) आरिप्सते, लिप्सते, शिक्षति

(૩) कम्, अम् અને चम् સિવાયના अम् અન્તવાળા ધાતુઓનો સ્વર હ્રસ્વ થાય છે.

रम्, रमयति । गमयति । शमयति । વિગેરે

कम्—कामयति । अम्—आमयति । चम्—चामयति ।

(૪) ऋ, ( ગ. ૨. ૩. ), री, ब्ली ह्री, क्नूय्, क्ष्माय् અને આ, કારાન્ત ધાતુઓને प् [पु]. ઉમેરાય છે.

अर्पयति । रेपयति । ह्रेपयति । दापयति । स्थापयति ।

॥ प् [पु] પર છતાં, અન્ત્ય નામિ સ્વરનો ગુણ થાય છે. તથા ધાતુના य् નો લોપ થાય છે.

अर्पयति । रेपयति । ब्लेपयति । क्नोपयति । क्ष्मापयति ।

पुस्—पौ ४।३।३

य्वोः प्वय्-व्यञ्जने लुक् ४।४।१२१

(૫) पा, शो, छो, सो, वे, व्ये, ह्वे ને य् ઉમેરાય છે.

पाययति, शाययति, व्याययति, ह्वाययति ।

(૬) पा (રક્ષણ કરવું.) ને ल् ઉમેરાય છે. पालयति ।

(૭) रुह् ના ह् નો प् વિકલ્પે થાય છે. रोपयति, रोहयति

(૮) क्री, जि, અને इ ( ભણવું ) ના સ્વરનો आ થાય છે.

क्रापयति । जापयति । अध्यापयति ।

अमो ऽकम्यमि-चमः ४।२।२६

अर्ति-री-ब्ली-ह्री-क्नूयि-क्ष्माय्यातां पुः ४।२।२१

पा-शा-छा-सा-वे-व्या-ह्वो यः ४।२।२०

पातेः ४।२।१७

रुहः पः ४।२।१४

णौ क्री-जीङः ४।२।१०

૩ સ્વરાદિ પ્રત્યયો પર છતાં, रभ् અને लभ् ધાતુઓમાં સ્વરની પછી न् ઉમેરાય છે. પણ પરોક્ષા અને अ [ शव् ] સિવાય. रम्भयति । लम्भयति । પા. ૪ નિ. ૭ रेभे । रभते । लेभे । लभते ।

**रभो ऽपरोक्षा-शवि ४।४।१०२**

**लभः ४।४।१०३**

૪ ञित् કે णित् પ્રત્યય પર છતાં हन् નો घात् થાય છે. हन् + अ [ घञ् ] घातः । हन् + इ [ णिग् ] घातयति ।

**ञ्णिति घात् ४।३।१००**

૫ ગત્યર્થ, બોધાર્થ, આહારાર્થ, શબ્દકર્મક ( જે ધાતુઓની ક્રિયા, અથવા કર્મ, શબ્દરૂપ હોય તે. ) અને નિત્ય અકર્મક, આટલા ધાતુઓનો મૂળ કર્તા પ્રેરક ભેદમાં કર્મ થાય છે. પણ नी, खाद्, अद्, ह्वे शब्दाय् અને क्रन्द् સિવાય.

गमयति चैत्रं ग्रामम् । ચૈત્રને ગામ મોકલે છે.
बोधयति शिष्यं धर्मम् । શિષ્યને ધર્મ જણાવે છે.
भोजयति बटुमोदनम् । બાળકને ભાત ખવરાવે છે.
१. जल्पयति मैत्रं द्रव्यम् । મૈત્રને દ્રવ્ય બોલાવે છે.
२. अध्यापयति बटुं वेदम् । બાળકને વેદ ભણાવે છે.
शाययति मैत्रं चैत्रः । ચૈત્ર મૈત્રને સુવાડે છે.

વિરુદ્ધ ઉદાહરણો :—

पाचयत्योदनं चैत्रेण मैत्रः । મૈત્ર ચૈત્ર પાસે ભાત રંધાવે છે.
नाययति भारं चैत्रेण मैत्रः । મૈત્ર ચૈત્ર પાસે ભાર ખેંચાવે છે.
અહીં મૂળકર્તાને તૃતીયા રહેશે. ( પ્ર. પા. ૩૦ નિ. ૫ )

**गति-बोधाहारार्थ-शब्दकर्म-नित्याकर्मणामनी-**
**खाद्यदि-ह्वा-शब्दाय्-क्रन्दाम् २।२।५**

૬ સકર્મક ધાતુઓનો મૂળકર્તા જો કર્મ ન વાપર્યું હોય તો પ્રેરક ભેદમાં વિકલ્પે કર્મ થાય છે. पाचयति चैत्रं चैत्रेण वा ।

वा-ऽकर्मणामणिक्-कर्ता णौ २।२।४

૭ हृ અને कृ ધાતુનો મૂળકર્તા વિકલ્પે કર્મ થાય છે.
विहारयति देशं गुरुं गुरुणा वा । आहारयति ओदनं बालं बालेन वा । कारयति कटं चैत्रं चैत्रेण वा ।

हृ-क्रो र्नवा २।२।८

૮ અનિટ્ (જેની પૂર્વે इ [इट्] ન હોય એવો) અશિત્ પ્રત્યય પર છતાં, इ [णिच् કે णिग्] નો લોપ થાય છે.
चोरि (ગ. ૧૦) य [क्य] चोर्यते કર્મણિ. प्र+ताडि+य (क्त्वा પ્રત્યયનો यप्), प्रताड्य । પણ चोरयित्वा ।
चोरि+इ [णिग्] = चोरि-चोरयति, ૦તે પ્રેરક
कारि+य [क्य] कार्यते એ પ્રમાણે हार्यते । योज्यते । वास्यते । दाप्यते । गरयते । आनाय्यते ઈત્યાદિ પ્રે. ક. । प्रकार्य પ્રે. સં. ભૂ. કૃ. પણ, कारयित्वा । સેટ્ છે.

णेरनिटि ४।३।८३

૯ સેટ્ त [क्त] અને तवत् [क्तवतु] પર છતાં, इ [णिच् કે णिग्] નો લોપ થાય છે. चोरि (ગ. ૧૦) चोरितः । चोरितवान्, कारि, कारितः कारितवान् પ્રે.

सेट्-क्तयोः ४।३।८४

૧૦ લઘુ સ્વર પછી રહેલા इ [णिच् કે णिग्] નો य [यप्] પર છતાં, अय् થાય છે. संकथय्य । प्रशमय्य ।

लघो र्यपि ४।३।८६

૧૧ आम् પ્રત્યય પર છતાં, इ [णिच् કે णिग्] નો अय् થાય છે.
चोरयांचकार । कारयांचकार ।

आमन्ताल्वाय्येत्नावय् ४।३।८५

IV सेट् त्वा [ क्त्वा ] (જેની પૂર્વે इ [ इट् ] આવ્યો હોય એવો) કિત્ નથી. देवित्वा । चोरयित्वा । भ्रंशित्वा । व्रश्चित्वा ।
क्त्वा ४।३।२९

V કર્મણિ પ્રયોગમાં, ગત્યર્થક, અને અકર્મક પ્રેરક ધાતુઓનું પ્રધાન કર્મ પ્રથમામાં આવે છે. गमयति मैत्रं ग्रामम् , गम्यते मैत्रो ग्रामं चैत्रेण । आसयति मासं मैत्रम् ; आस्यते मासं मैत्रश्चैत्रेण । गमितो मैत्रो ग्रामं चैत्रेण ।
બોધાર્થ અને આહારાર્થ તથા શબ્દકર્મક પ્રેરક ધાતુઓનું કોઈ પણ કર્મ પ્રથમામાં આવે છે.
बोधयति शिष्यं धर्मम् , बोध्यते शिष्यो धर्मम् शिष्यं धर्म इति वा भोजयत्यतिथिमोदनम् ; भोज्यतेऽतिथिरोदनम् , अतिथिमोदन इति वा । पाठयति शिष्यं ग्रन्थम् , पाठ्यते शिष्यो ग्रन्थम् , शिष्यं ग्रन्थ इति वा ।
कर्तुर्व्याप्यं कर्म २।२।३

પ્રેરક ભેદનાં ( પા ૨૯ નિ. ૯ ) અદ્યતની —
आटि + अ [ङ] – कारिं + अ [ङ] –
यावि + ङ – लावि + ङ –

૧૧ इ [ णिच् કે णिग् ]ની પછી अ [ङ] આવે તો—
(૧) ધાતુનો ઉપાન્ત્ય સ્વર હ્રસ્વ થાય છે, પણ જેનો સમાન સ્વર લોપાયો હોય તેવા ધાતુઓ તેમજ शास् ધાતુ અને ओण् याच् लोक् ढौक् વિગેરે ( ऋदित् )ધાતુઓ વર્જીને
कथ गण रच स्पृह मृग सुख सूच વિગેરે ૧૦મા ગણના ધાતુઓ અકારાન્ત છે. कथयति । मृगयते । सुखयति । सूचयति । અહીં પા. ૩૫ નિ. ।થી इ [ णिच् ] પર છતાં अ નો સમાનનો લોપ થયો છે.

૬ સકર્મક ધાતુઓનો મૂળકર્તા જો કર્મ ન વાપર્યું હોય તો પ્રેરક ભેદમાં વિકલ્પે કર્મ થાય છે. पाचयति चैत्रं चैत्रेण वा ।

**वा–ऽकर्मणामणिक्–कर्ता णौ २।२।४**

૭ हृ અને कृ ધાતુનો મૂળકર્તા વિકલ્પે કર્મ થાય છે. विहारयति देशं गुरुं गुरुणा वा । आहारयति ओदनं बालं बालेन वा । कारयति कटं चैत्रं चैत्रेण वा ।

**हृ–क्रो र्नवा २।२।८**

૮ અનિટ્ (જેની પૂર્વે इ [इट्] ન હોય એવો) અશિત્ પ્રત્યય પર છતાં, इ [णिच् કે णिग्] નો લોપ થાય છે. चोरि (ગ. ૧૦) य [क्य] चोर्यते કર્મણિ. प्र+ताडि+य (क्त्वा પ્રત્યયનો यप्) प्रताड्य । પણ चोरयित्वा । चोरि+इ [णिग्] = चोरि–चोरयति, ०ते પ્રેરક कारि+य [क्य] कार्यते એ પ્રમાણે हार्यते । योज्यते । वास्यते । दाप्यते । गस्यते । आनाय्यते ઈત્યાદિ પ્રે. ક. । प्रकार्य પ્રે. સં. ભૂ. કૃ પણ, कारयित्वा । સેટ્ છે.

**णेरनिटि ४।३।८३**

૯ સેટ્ त [क्त] અને तवत् [क्तवतु] પર છતાં, इ [णिच् કે णिग्] નો લોપ થાય છે. चोरि (ગ. ૧૦) चोरितः । चोरितवान्, कारि, कारितः कारितवान् પ્રે.

**सेट्–क्तयोः ४।३।८४**

૧૦ લઘુ સ્વર પછી રહેલા इ [णिच् કે णिग्] નો य [यप्] પર છતાં, अय् થાય છે. संकथय्य । प्रशमय्य ।

**लघो र्यपि ४।३।८६**

૧૧ आम् પ્રત્યય પર છતાં, इ [णिच् કે णिग्] નો अय् થાય છે. चोरयांचकार । कारयांचकार ।

**आमन्ताल्वाय्येत्नावय् ४।३।८५**

(૨) **अततक्षत्**–આમાં પછીનો સ્વર લઘુ નથી કેમકે તેની પછી સંયોગ છે. **क्ष्** સંયુક્ત છે, માટે પૂર્વના अ નો इ થયો નથી. **अचकथत्**–આમાં **સમાન**નો લોપ થાય છે, કેમકે **कथ** ધાતુમાં **સમાન** છે. ( **अचीकथत्** પણ વપરાય છે. ) **अचकमत**–આમાં इ [ **णिग्** ] નથી, સીધો अ [ ङ ] પ્રત્યય લાગેલો છે.
(૩) **अचिक्वणत्**–આમાં પૂર્વનો સ્વર લઘુ નથી કેમકે તેની પછી સંયોગ છે, માટે દીર્ઘ થયો નથી **उर्णु–और्णुनवत्**–આમાં ધાતુ સ્વરાદિ છે, માટે પૂર્વનો–णुનો સ્વર उ દીર્ઘ ન થયો. **अचकथत्** । **असुसुखत्**–આમાં સમાનનો લોપ છે.

---

(૪) **स्मृ, दृ, त्वर्, प्रथ्, म्रद्, स्तृ**, અને **स्पश्** ના પૂર્વના સ્વરનો अ થાય છે. **अससमरत्** । **अददरत्** । **अतत्वरत्** । **अपप्रथत्** । **अमम्रदत्** । **अतस्तरत्** । **अपस्पशात्** ।

**स्मृ–दृ–त्वर–प्रथ–म्रद्–स्तृ–स्पशेरः ४।१।६५**

(૫) **वेष्ट्** અને **चेष्ट्** ના પૂર્વના સ્વરનો વિકલ્પે अ થાય છે. **अववेष्टत्, अविवेष्टत्** । **अचचेष्टत्–अचिचेष्टत्** ।

**वा वेष्ट-चेष्टः ४।१।६६**

(૬) **गण** ધાતુના પૂર્વના સ્વરનો ई અને अ થાય છે. **अजीगणत्, अजगणत्** ।

**ई च गणः ४।१।६७**

(૭) **भ्राज्, भास् भाष्, दीप्, पीड्, जीव्, मील्, कण्, रण्, वण्, भण्, श्रण्, ह्वे, हेठ्, लुट्, लुप्**, અને **लप्** નો ઉપાન્ત્ય વિકલ્પે હ્રસ્વ થાય છે.

**अबिभ्रजत् – अबभ्राजत्** । **अबीभसत् – अबभासत्** । **अबीभषत् – अबभाषत्** । **अदीदिपत् – अदिदीपत्** ।

अटि + अ [ङ] – પા. ૩૫ નિ. ૩ अटिटि + अ – નિ. ૮ મા अटिटत् । करि + ङ – પા. ૨૯ નિ. ૮ क्र करि – चकरि + ङ – यवि+ङ – यु यवि +ङ – लवि + ङ – लु लवि+ङ –

VI ણ્યન્ત ધાતુઓમાં મૂળ ધાતુ ડબલ કરવો, એટલે क करि એમ ન કરતાં क्र करि આ પ્રમાણે ધાતુ ડબલ કરવો. જેથી क्षु નું પ્રે. ઈચ્છા. चुक्षावयिपति ઈ. પણ સિદ્ધ થશે.

**उपान्त्यस्या–ऽसमानलोपि–शास्वृदितो ङे ४।२।३५**

**ओ र्जा–ऽन्तस्था–ऽपवर्गे ऽवर्णे ४।१।६०**

(૨) દ્વિત્વ થયા પછી પૂર્વના સ્વરનું, લઘુ (દીર્ઘ ન હોય અથવા જેની પછી સંયોગ ન હોય, તેવો) સ્વર પર છતાં, ઇચ્છાદર્શકની જેમ (**सन्वत्** પા. ૩૫ નિ. ૯. ૧૦) કાર્ય થાય છે, પણ જેમાં સમાન સ્વરનો લોપ થયો હોય તેવા ધાતુઓને વર્જીને.

**चिकरि + ङ – यियवि + ङ – लिलवि + ङ –**

**असमानलोपे सन्वल् लघुनि ङे ४।१।६३**

(૩) દ્વિત્વ થયા પછી પૂર્વના લઘુસ્વરનો જો તેની પછી લઘુસ્વર હોય તો દીર્ઘ થાય છે. પણ સ્વરાદિ ધાતુઓ અને સમાન લોપવાળા ધાતુઓને વર્જીને.

**अचीकरत् । अयीयवत् । अलीलवत् ।**

**लघो दीर्घो ऽस्वरादेः ४।१।६४**

નિ. ૧૧ (૧) (૨) અને (૩) નાં પ્રત્યુદાહરણો—

(૧) **अशुशूचत्**–આમાં **સમાનનો** લોપ છે, કેમકે **सूच** ધાતુને છેડે अ **સમાન** સ્વર છે, માટે ઉપાન્ત્ય હ્રસ્વ થયો નથી. **शास्, अशशासत् । ओण्, मा ओणिणत् । याच्, अययाचत् । लोक्, अलुलोकत् । ढौक्, अडुढौकत् ।**

દશમા ગણનાં (પા. ૨૯ નિ. ૯)

અદ્યતની:-अचूचुरत्। अचकथत्। अजीगणत्। अजगणत्, ઈત્યાદિ પૂર્વોક્ત પ્રેરકના નિયમો લગાડી કરવાં.

ξ૨ धारि ધાતુના યોગમાં, લેણદાર (ઉત્તમર્ણ) ને ચતુર્થી થાય છે. धृ ગ. ૬. આ. ધરવું-રહેવું. ध्रियते शतम्। ध्रियमाणं शतं प्रयुङ्क्ते इति धारयति शतम्। चैत्राय शतं धारयति मैत्रः ચૈત્રના સો રૂપીઆ મૈત્ર ધારણ કરે છે

रुचि-कृप्यर्थ-धारिभिः प्रेय-विकारोत्तमर्णेषु २।२।५५

VII दान्तः, दमितः। शान्तः शमितः। पूर्णः, पूरितः। दस्तः, दासितः। स्पष्टः, स्पाशितः। छन्नः, छादितः। ज्ञप्तः, ज्ञापितः।

આ પ્રેરક ભૂત કૃદન્તો વિકલ્પે ઉપર પ્રમાણે થાય છે.

णौ दान्त-शान्त-पूर्ण-दस्त-स्पष्ट-छन्न-ज्ञप्तम्

४।४।७५

VIII दुष् ધાતુનો उ, णि પર છતાં દીર્ઘ થાય છે. दुष्यन्तं प्रयुङ्क्ते दूषयति।

ऊद् दुषो णौ ४।२।४०

IX પ્રેરક ભેદના કર્તરિ પ્રયોગમાં અદ્યતનીમાં अ [ङ] લાગે છે પણ કર્મણિ પ્રયોગમાં નહિ.

अनायि अनायिषाताम् अनाययिषाताम् अनायिषत अनाययिषत પા. ૨૭ નિ. ૧૧ પા. ૧૯ નિ. ૧૮ પા. ૩૬ નિ. ૮

णि-श्रि-द्रु-स्रु-कमः कर्तरि ङः ३।४।५८

# મધ્યમા સમાપ્ત

अचीकणत् – अचकाणद् । ह्वे-अजूहवत्-अजुहावत् ।
अजीहिठत् – अजिहेठत् । अलूलुटत् – अलुलोटत् ।

**भ्राज-भास-भाष-दीप-पीड-जीव-मील-कण-रण-वण-भण-श्रण-ह्वे-हेठ-लुट-लुप-लपां नवा ४।२।३६**

(૮) ઉપાન્ત્ય ऋ વર્ણનો વિકલ્પે ऋ થાય છે.
चृत् – अवीवृतत् – अववर्तत् ।
कृत् ग- १० अचीकृतत् – अचिकीर्तत् ।

**ऋद् ऋवर्णस्य ४।२।३७**

(૯) घ्रा ના ઉપાન્ત્યનો વિકલ્પે इ થાય છે.
अजिघ्रिपत् – अजिघ्रपत् ।

**जिघ्रतेरिः ४।२।३८**

(૧૦) स्था ના ઉપાન્ત્યનો નિત્ય इ થાય છે. अतिष्ठिपत् ।

**तिष्ठतेः ४।२।३९**

(૧૧) पा પીવું નો पीव्य થાય છે. અને દ્વિરુક્તિ થતી નથી.
अपीप्यत् ।

**ङे पिबः पीप्य् ४।१।३३**

(૧૨) स्वप् નો सुप्, ह्वे નો हु અને श्वि નો વિકલ્પે शु થાય છે. असूपुपत् । अजूहवत् । अशूशवत्, अशिश्वयत्

**स्वपेर्यङ्-ङे च ४।१।८०**

**द्वित्वे ह्वः ४।१।८७**

**श्वेर्वा ४।१।८९**

આશી:—
कारि + यात् – નિ. ૮ कार्यात् कार्यास्ताम् कार्यासुः ઇ.
આ. कारयिषीष्ट ० षीयास्तात् ० षीरन् ૯૦

૪ વિકરણ પ્રત્યય થવાનો ન હોય ત્યારે, आय વિગેરે (ઉપર કહેલા) પ્રત્યયો વિકલ્પે થાય છે. गोपायिता गोपिता गोप्ता । ક० गोपाय्यते ( પા. ૩૫ નિ. । ) गुप्यते । गोपायांचकार जुगोप । पणयांचकार पेणे । कामयिता कमिता । ऋतीयिता अर्तिता । ऋतीयांचक्रे आनर्त्त ।

**अ-शवि ते वा ३।४।४**

૫ 'ગર્હા કરવી' એ અર્થમાં गुप् ધાતુથી અને 'ક્ષમા કરવી' એ અર્થમાં तिज् ધાતુથી સ્વાર્થમાં स [ सन् ] પ્રત્યય થાય છે. जुगुप्सते गर्हते इत्यर्थः । तितिक्षते सहते इत्यर्थः ।

**गुप्-तिजो गर्हा-क्षान्तौ सन् ३।४।५**

૬ 'સંશય' અને 'પ્રતિકાર' એ બે અર્થમાં कित् ધાતુથી સ્વાર્થમાં सन् પ્રત્યય થાય છે. विचिकित्सति मे मनः संशेते इत्यर्थः । મારું મન સંશય કરે છે. व्याधिं चिकित्सति प्रतिकरोतीत्यर्थः । વ્યાધિનો પ્રતિકાર કરે છે.

**कितः संशय-प्रतिकारे ३।४।६**

૭ 'નિશાન' એ અર્થમાં शान् ધાતુથી, 'આર્જવ' એ અર્થમાં दान् ધાતુથી 'વિચાર' એ અર્થમાં मान् ધાતુથી અને 'વૈરુપ્ય' એ અર્થમાં बध् ધાતુથી સ્વાર્થમાં [सन्] પ્રત્યય થાય છે અને (દ્વિરુક્તિ થયે છતે પૂર્વના) इ નો દીર્ઘ થાય છે.

शीशांसते । शीशांसति शस्त्रम् । શસ્ત્રને તીક્ષ્ણ કરે છે
दीदांसते । दीदांसति । સરળતા રાખે છે.
मीमांसते धर्मम् । ધર્મને વિચારે છે
बीभत्सते । વિરૂપતા કરે છે, મોં બગાડે છે.

**शान्-दान्-मान्-बधाद् निशानार्जव-विचार-वैरूप्ये दीर्घश्चेतः ३।४।७**

# ઉત્તમા

## પાઠ ૧ લો. ધાતુપાઠમાં અપઠિત ધાતુઓ

। ભ્વાદિ વિગેરે દશ ગણોના **ધાતુપાઠમાં** પઠિત (કહેલા) ધાતુઓ પૂર્વે આપ્યા છે, હવે-અહીં, ધાતુપાઠમાં અપઠિત-**લૌકિક**, **સૌત્ર** અને **વાક્ય-કરણીય** ધાતુઓ આપવામાં આવે છે.

**क्रियार्थो धातुः ३।३।३**

॥ उद् પછી स्था અને स्तम्भ् નો स् લોપાય છે उत्थानम् उत्तभ्नाति ।

**उदः स्था–स्तम्भः सः १।३।४४**

## પાઠ ૨ જો. સ્વાર્થિક પ્રત્યયાન્ત ધાતુઓ

૧ गुप् 'રક્ષણ કરવું' धूप् विच्छ् पण् અને पन् ધાતુથી સ્વાર્થમાં आय પ્રત્યય થાય છે. गोपायति । धूपायति । विच्छायति । पण् અને पन् ધાતુ आय પ્રત્યય લાગ્યા પછી, પરસ્મૈપદી છે. पणायति । पनायति । ક્વચિત્ पणायते । पनायते । વ્યાપાર અર્થમાં पण् ધાતુને અન્યમતે आय લાગતો નથી. शतस्य पणते ।

**गुपौ–धूप–विच्छि–पणि–पनेरायः ३।४।१**

૨ कम् ધાતુથી સ્વાર્થમાં इ [ णिङ् ] પ્રત્યય થાય છે. कामयते ।
**कमेः णिङ् ३।४।२**

૩ ऋत् ધાતુથી સ્વાર્થમાં ईय [ ङीय ] પ્રત્યય થાય છે અને આત્મને પદી થાય છે. ऋतीयते ।

**ऋतेः ङीयः ३।४।३**

૪ यङन्त ધાતુઓ આત્મનેપદી છે. पापच्य + ते—
દ્વિતીયા પા. ૧ નિ. ૨થી पापच्य+अ [ शव् ]+ते પ્રથમા પા. ૪ નિ. ૧થી अ લોપ. पापच्यते ।
पापच्यते-રીતસર, અતિશય તથા વારંવાર પકાવે છે.
भृशं पुनर्पुनर्वा ज्वलति-जाज्वल्यते । आ
भृशं पुनर्पुनर्वा लुनाति-लोलूयते । ગુણ
यङ् પ્રત્યય વિકલ્પે થાય છે. એટલે, પક્ષે-
भृशं पचति, पुनर्पुनर्वा पचति ઇત્યાદિ વાકય રહે છે.

## इङितः कर्तरि ३।३।२२

૫ अट्, ऋ, सूत्र, मूत्र, सूच, अश्, અને ऊर्णु ધાતુથી,, ભૃશ અને આભીક્ષ્ણ્ય અર્થમાં यङ् વિકલ્પે થાય છે.

| | | | |
|---|---|---|---|
| भृशं पुनर्पुन र्वा | | अटति | अटाट्यते । |
| ,, | ,, | इयर्ति ऋच्छति वा | अरार्यते । |
| ,, | ,, | सूत्रयति | सोसूत्र्यते । |
| ,, | ,, | मूत्रयति | मोमूत्र्यते । |
| ,, | ,, | सूचयति | सोसूच्यते । |
| ,, | ,, | अश्नुते, अश्नाति वा | अशाश्यते । |
| ,, | ,, | ऊर्णोति | ऊर्णोनूयते । નિ. ૧૫ |

## अटयर्ति-सूत्रि-मूत्रि-शूच्य-शूर्णो: ३।४।१०

। સંયોગની પછી ऋ હોય એવા ऋકારાન્ત ધાતુઓનો, તેમજ ऋ ધાતુનો यङ् પર છતાં ગુણ થાય છે. ऋ + यङ् = अर्य- દ્વિ. પા. ૩૫ નિ. ૩થી अर्यर्य-
દ્વિ. પા. ૧૪ નિ. ૧૬થી अरर्य-નિ. ૩થી अरार्य-अरार्यते ।
स्मृ + यङ् - सास्मर्यते ।

## क्य-यङाशीर्ये ४।३।१०

## પાઠ. ૩ જો. कण्ड्वादि ધાતુઓ

૧ कण्डू વિગેરે ધાતુઓથી સ્વાર્થમાં य (यक्) પ્રત્યય થાય છે. कण्डू + यक् + शव् + ति = દ્વિતીયા પાઠ. ૧ નિ. ૨થી अ [ शव् ] પ્રથમા પા. ૪ નિ. ૧થી પહેલાંનો अ લોપાય છે. कण्डूयति । कण्डूयते । કર્મણિ कण्डूय्यते । પા. ૩૫ નિ. । દ્વિતીયા પા. ૩૫ નિ. ।થી अ લોપાય છે. मगध+य+अ+ति=मगध्यति । પા. ૪ નિ. ૧૭ થી मगधिता । मगधिष्यति ક. मगध्यते ।

**धातोः कण्ड्वादे र्यक् ३।४।८**

૨ यक् પ્રત્યય પર છતાં સ્વર **દીર્ઘ** થાય છે.
मन्तु + य = मन्तूय । मन्तूय + शव् + ति = मन्तूयति ।

**दीर्घः च्वि–यङ्–यक्–क्येषु च ४।३।१०८**

## પાઠ ૪ થો. यङन्त (यङ् प्रक्रिया)

૧ વ્યંજનાદિ એક સ્વરવાળા ધાતુથી, **ભૃશ**–રીતસર અથવા અતિશય અર્થમાં તથા **આભીક્ષ્ણ્ય**–વારંવાર અર્થમાં य (यङ्) પ્રત્યય વિકલ્પે થાય છે. भृशं पचति – पच् + य [ यङ् ] पच्य– पुनः पुनः पचति–पच् + य [ यङ् ] पच्य –

**व्यञ्जनादेरेकस्वराद् भृशाभीक्ष्ण्ये यङ् वा ३।४।९**

૨ यङन्त ધાતુનો એકસ્વરી આદ્ય અંશ ડબલ થાય છે. पपच्य–

**सन्यङश्च ४।१।३**

૩ **नी** વિગેરે **આગમ** ન આવેલો હોય, એવા यङन्त ધાતુનું દ્વિત્વ થયે છતે, પૂર્વનો–आ અને ગુણ થાય છે. पापच्य । आ पापच्य–રીતસર પકાવવું, અતિશય પકાવવું, વારંવાર પકાવવું.

**आ–गुणावन्यादेः ४।१।४८**

कुटिलं कसति चनीकस्यते ।
,, पतति पनीपत्यते ।
,, पद्यते पनीपद्यते ।
,, स्कन्दति चनीस्कद्यते ।

**वञ्च–स्रंस–ध्वंस–भ्रंश–कस–पत–पद्–स्कन्दोऽन्तोनीः ४।१।५०**

૯ अ ની પછી અનુનાસિક હોય એવા અનુનાસિક અન્તવાળા यङन्त ધાતુનું દ્વિત્વ થયે છતે, પૂર્વને म् (मु) આગમ થાય છે. भृशं पुनर्पुनर्वा भणति बम्भण्यते ।

**मुरतोऽनुनासिकस्य ४।१।५१**

ની मू (मु) આગમના मू નો વ્યંજન પર છતાં, અનુસ્વાર અને સ્વ અનુનાસિક વિકલ્પે થાય છે.
बंभण्यते । बम्भण्यते ।

**तौ मुमो व्यञ्जने स्वौ १।३।१४**

૧૦ जप्, जभ्, दह्, दश्, (दंश्) भञ्ज् અને पश् એ यङन्त ધાતુનું દ્વિત્વ થયે છતે, પૂર્વને मु આગમ થાય છે.
भृशं पुनर्पुन र्वा भनक्ति बम्भज्यते ।
,, ,, पशति पम्पश्यते ।

**जप–जभ–दह–दश–भञ्ज–पशः ४।१।५२**

૧૧ चर् અને फल् એ બે यङन्त ધાતુનું દ્વિત્વ થયે છતે, પૂર્વને मु આગમ થાય છે. અને ઉપાન્ત્ય अ નો उ થાય છે પણ તેનો ओ–ગુણ થતો નથી. चञ्चूर्यते । पम्फुल्यते ।
પા. ૫ નિ. ૧ અને ૨ થી चञ्चूर्ति । पम्फुल्ति । અહિં દ્વિ. પા. ૧ નિ. ૭(૨)થી ઉપાન્ત્ય उ નો ओ ગુણ થતો નથી.

**चर्–फलाम् ४।१।५३**

**तिचो पान्त्यातोऽनोदुः ४।१।५४**

૬ ગતિ અર્થવાળા ધાતુથી કુટિલ અર્થમાં યઙ્ થાય છે.

कुटिलं क्रामति चङ्क्रम्यते । વાંકો ચાલે છે. નિ. ૯.
,, द्रमति दन्द्रम्यते । આડો અવળો રખડે છે.

**गत्यर्थात् कुटिले ३।४।११**

૭ गॄ, लुप्, सद्, चर्, जप्, जभ्, दंश् અને दह् ધાતુથી ગર્હા–નિન્દા અર્થમાં યઙ્ થાય છે.

| | | |
|---|---|---|
| गर्ह्यम् | निगिरति | निजेगिल्यते । નિંદ્ય થાય તેમ ખાય છે. |
| ,, | लुम्पति | लोलुप्यते । |
| ,, | सीदति | सासद्यते । |
| ,, | चरति | चञ्चूर्यते । નિ. ૧૧ |
| ,, | जपति | जञ्जप्यते । નિ. ૧૦ |
| ,, | जम्भति, ते | जञ्जभ्यते । |
| ,, | दशति | दन्दश्यते । |
| ,, | दहति | दन्दह्यते । |

**गॄ–लुप–सद–चर–जप–जभ–दश–दहो गर्ह्ये ३।४।१२**

૧૧ યઙ્, પર છતાં गॄ ધાતુના र् નો ल् થાય છે.
नि + गॄ + यङ् – દ્વિ. પા. ૩ નિ. ૬થી–
निगिर्य–निगिल्य–निजेगिल्यते ।

**ग्रो यङि २।३।१०१**

૮ वञ्च्, स्रंस्, ध्वंस्, भ्रंश्, कस्, पत्, पद् અને स्कन्द्, એ યઙન્ત ધાતુનું દ્વિત્વ થયે પૂર્વને ની આગમ થાય છે.

कुटिलं वञ्चति वनीवच्यते । દ્વિ. પા ૩ નિ. ૮

| | | | |
|---|---|---|---|
| भृशं पुनर्पुनर्वा | | स्रंसते | सनीस्रस्यते । |
| ,, | ,, | ध्वंसते | दनीध्वस्यते । |
| ,, | ,, | भ्रंशते | बनीभ्रश्यते । |

૧૭ વ્યંજનાન્ત ધાતુથી પર રહેલા य् ને। अशित् પ્રત્યય પર છતાં, લોપ થાય છે. पापच्चिता । ભ. पापच्चिष्यते । ક્રિ. अपापच्चिष्यत । પરો. पापच्चांचक्रे । અદ્ય. अपापच्चिष्ट । આશીઃ पापच्चिषीष्ट । કર્મણિ–लोलूय्यते । पापच्यते ।

**योऽशिति ।४।३।८०**

IV गॄ ૬. પર ના ॠ ને। लृ પણ થાય છે. गिरति गिलति ।

**नवा स्वरे २।३।१०२**

V जभ् ધાતુને સ્વરની પછી, સ્વરાદિ પ્રત્યય પર છતાં, म् આગમ થાય છે. जम्भति ।

**जभः स्वरे ४।४।१०१**

## પાઠ ૫ મો. यङ् लुप् ધાતુઓ (यङ् लुबन्त–प्रक्रिया)

૧ यङ् ને। બહુલતાએ લોપ (लुप्) થાય છે. (પણ દ્વિત્વ થાય છે) यङ् लुप् ધાતુઓ બીજા ગણમાં ગણાય છે અને પરસ્મૈપદી છે.
भृशं पुनर्पुन र्वा भवति–भू + यङ् —
भू + (यङ् लुप्) = बोभू – बोभू + ति = बोभोति ।

**बहुलं लुप् ३।४।१४**

૨ વ્યંજનથી શરૂ થતા वित् પ્રત્યયો પર છતાં, यङ् लुप् ધાતુથી બહુલતાએ ई થાય છે. बोभवीति । बोभोति । लालपीति, लालप्ति ।

**यङ्–तु–रु–स्तो र्बहुलम् ४।३।६४**

૧ हन् સિવાય પંચમાન્ત ધાતુના સ્વરને। क्विप् અને ધુડાદિ કિત્ ઙિત્ પ્રત્યય પર છતાં દીર્ઘ થાય છે. प्रशान् प्रशामौ । शान्तः शंशान्तः । शान्तवान् । शान्त्वा । शान्तिः ।

**अहन्–पञ्चमस्य क्वि–क्ङिति ४।१।१०७**

૧૨ ऋ વાળા यङन्त ધાતુનું દ્વિત્વ થયે છતે, પૂર્વને री આગમ થાય છે. भृशं पुनर्पुनर्वा नृत्यति नरीनृत्यते । परीपृच्छ्यते ।

ऋमतां रीः ४।१।५५

૧૩ गा, पा, स्था, सा, दा, ( दा संज्ञा ) मा અને हा (તજવું) ધાતુના અન્ત્યસ્વર आ નો વ્યંજનાદિ कित् ङित् પ્રત્યય પર છતાં, ई થાય છે. દ્વિ. પા. ૬ નિ. ૨

| | | | |
|---|---|---|---|
| भृशं | पुनर्पुनर्वा | गायति | जेगीयते । |
| ,, | ,, | पिबति | पेपीयते । |
| ,, | ,, | तिष्ठति | तेष्ठीयते । |
| ,, | ,, | स्यति | सेसीयते । |
| ,, | ,, | ददाति | देदीयते । |
| ,, | ,, | दधाति | देधीयते । |
| ,, | ,, | माति । | मेमीयते । |
| ,, | ,, | मिमीते । | ,, |
| ,, | ,, | जहाति | जेहीयते । |

गा–पा–स्था–सा–दा–मा–हाकः ४।३।९६

૧૪ घ्रा અને ध्मा ધાતુના સ્વરનો यङ् પર છતાં, ई થાય છે. जेघ्रीयते । देध्मीयते ।

घ्रा–ध्मोर्यङि ४।३।९८

૧૫ ધાતુનો સ્વર यङ् પર છતાં દીર્ઘ થાય છે.
स्तु–तोष्टूयते । चि–चेचीयते ।
दीर्घश्च्वि–यङ–यक्–क्येषु च ४।३।१०८

૧૬ ऋ નો यङ् પર છતાં री થાય છે. कृ–चेक्रीयते । जेह्रीयते ।

ऋतोरीः ४।३।१०९

૧૭ વ્યંજનાન્ત ધાતુથી પર રહેલા य् નો अशित् પ્રત્યય પર છતાં, લોપ થાય છે. पापच्चिता । ભ. पापच्चिष्यते । ક્રિ. अपापच्चिष्यत । પરો. पापच्चांचक्रे । અદ્ય. अपापच्चिष्ट । આશીઃ पापच्चिषीष्ट । કર્મણિ–लोलूय्यते । पापच्यते ।

**योऽशिति ।४।३।८०**

IV गृ ६. પર ના ऱ् નો ल् પણ થાય છે. गिरति गिलति ।

**नवा स्वरे २।३।१०२**

V जभ् ધાતુને સ્વરની પછી, સ્વરાદિ પ્રત્યય પર છતાં, म् આગમ થાય છે. जम्भति ।

**जभः स्वरे ४।४।१०१**

## પાઠ ૫ મો. यङ् लुप् ધાતુઓ (यङ् लुबन्त–प्रक्रिया)

૧ यङ् નો બહુલતાએ લોપ (लुप्) થાય છે. (પણ દ્વિત્વ થાય છે) यङ् लुप् ધાતુઓ બીજા ગણમાં ગણાય છે અને પરસ્મૈપદી છે. भृशं पुनर्पुन र्वा भवति–भू + यङ् —
भू + (यङ् लुप्) = बोभू – बोभू + ति = बोभोति ।

**बहुलं लुप् ३।४।१४**

૨ વ્યંજનથી શરૂ થતા वित् પ્રત્યયો પર છતાં, यङ् लुप् ધાતુથી બહુલતાએ ई થાય છે. बाभवीति । बोभोति । लालपीति, लालप्ति ।

**यङ्–तु–रु–स्तो र्बहुलम् ४।३।६४**

I हन् સિવાય પંચમાન્ત ધાતુના સ્વરનો क्विप् અને ધુડાદિ કિત્ ङित् પ્રત્યય પર છતાં દીર્ઘ થાય છે. प्रशान् प्रशामौ । शान्तः संशान्तः । शान्तवान् । शान्त्वा । शान्तिः ।

**अहन्–पञ्चमस्य क्वि–क्ङिति ४।१।१०७**

.॥ ધાતુના म् નો પદને અંતે અને म व પર છતાં न् થાય છે.
प्रशाम्यति इति क्विप् प्रशान् । चङ्क्रमीमि चङ्क्रन्मि ।
चङ्क्रन्वः ।चङ्क्रन्मः । अचङ्क्रमीत्, अचङ्क्रन् ।

## मो नो म्वोश्च २।१।६७

वोभू-व. वोभवीति-वोभोति । वोभूतः । वोभुवति ।
द्वि. पा. १४ नि. ३

હ્ય अवोभवीत्-अवोभोत । अवोभूताम् । अवोभवुः ।
द्वि. पा. १४ नि. ६ द्वि. पा. १२ नि. ५

૩ ऋ વાળા यङ् लुप् ધાતુનું દ્વિત્વ થયે છતે, પૂર્વને रि, र् અને री આગમ થાય છે.

| | | |
|---|---|---|
| कृ- चरिकरीति-चरिकर्ति । | चरिकृतः । | चरिक्रति । |
| चर्करीति -चर्कर्ति । | चर्कृतः । | चर्क्रति । |
| चरीकरीति-चरीकर्ति । | चरीकृतः । | चरीक्रति । |
| नृत-नरिनृतीति-नरिनर्त्ति । | नरिनृत्तः । | नरिनृतति । |
| नर्नृतीति नर्नर्ति । | नर्नृत्तः । | नर्नृतति । |
| नरीनृतीति-नरीनर्ति । | नरीनृत्तः । | नरीनृतति । |

## रि-रौ च लुपि ४।१।५६

द्वि. पा. १५ नि. ९ नरीनृतीति । लोलुपीति, लोलोप्ति ।

### પાઠ ૬ ઠ્ઠો નામ ધાતુઓ

૨ દ્વિતીયાન્ત નામથી ઈચ્છામાં काम्य પ્રત્યય વિકલ્પે થાય છે.
पुत्रमिच्छति-पुत्र + काम्य = पुत्रकाम्य (ધાતુ) પુત્રને ઈચ્છવું.

| | | |
|---|---|---|
| पुत्रकाम्य + शव् + ति = पुत्रकाम्यति | | પુત્રને ઈચ્છે છે. |
| इदमिच्छति | इदंकाम्यति | એને ઈચ્છે છે. |
| स्वरिच्छति | स्वःकाम्यति | સ્વર્ગને ઈચ્છે છે. |

પક્ષે— इदमिच्छति। આ પ્રમાણે સર્વત્ર વાક્ય રહે છે.

**द्वितीयायाः काम्यः ३।४।२२**

૨ म् કારાન્ત અને અવ્યય સિવાય દ્વિતીયાન્ત નામથી ઈચ્છાના અર્થમાં य (क्यन्) અને काम्य વિકલ્પે થાય છે.

पुत्रमिच्छति पुत्रीयति પુત્રને ઇચ્છે છે નિ. ૩

नावमिच्छति नाव्यति નાવને ઈચ્છે છે. નિ. ૧૧

वाचमिच्छति वाच्यति વાણીને ઈચ્છે છે. પ્ર. પા. ૩૪ નિ. ૧૯

એ પ્રમાણે पुत्रकाम्यति। वाक्काम्यति। પ્ર. પા. ૩૪ નિ. ૧ જુઓ.

**अमाव्ययात् क्यन् च ३।४।२३**

૩ क्यन् પર છતાં अ વર્ણનો ई થાય છે. पुत्रीयति। मालीयति।

**क्यनि ४।३।११२**

૪ मं કારાન્ત અને અવ્યય સિવાય ઉપમાન ભૂત દ્વિતીયાન્ત અને આધાર નામથી આચાર અર્થમાં क्यन् પ્રત્યય વિકલ્પે થાય છે.

पुत्रमिवाचरति पुत्रीयति छात्रम्। છાત્રને પુત્રની જેમ રાખે છે.

प्रासादे इवाचरति प्रासादीयति कुट्याम्।

ઝુંપડીમાં મહેલની જેમ આચરણ કરે છે. વર્તે છે.

**आधाराच्चोपमानादाचारे ३।४।२४**

૫ ઉપમાન કર્તા નામથી આચાર અર્થમાં ० (क्विप्) પ્રત્યય વિકલ્પે થાય છે. गल्भ, क्लीब અને होड શબ્દથી क्विप् પ્રત્યય આત્મનેપદી થાય છે.

अश्व इवाचरति अश्वति અશ્વની જેમ આચરણ કરે છે.

दधि इवाचरति दधयति દહિંની જેમ આચરણ કરે છે.

राजेवाचरति राजनति રાજાની જેમ આચરણ કરે છે.

मधुलिडिवाचरति मधुलेहति ભમરાની જેમ આચરણ કરે છે.

गोधुगिवाचरति गोदोहति ગાય દોનારની જેમ આચરણ કરે છે.
गल्भ इवाचरति गल्भते હોંશિયારની જેમ આચરણ કરે છે.
क्लीब इवाचरति क्लीबते નપુંસકની જેમ આચરણ કરે છે.
होड इवाचरति होडते મૂર્ખની જેમ આચરણ કરે છે.

**कर्तुः क्विप् गल्भ-क्लिब-होडात्तु ङित् ३।४।२५**

; ઉપમાન કર્તા નામથી આચાર અર્થમાં य ( क्यङ् ) વિકલ્પે થાય છે. क्यङ् આત્મનેપદી છે. श्येन इवाचरति श्येनायते । हंसायते । अश्वायते । गल्भायते गर्दभायते ।

**क्यङ् ३।४।२६**

૭ क्यन् , क्यङ् અને क्यङष् પર છતાં સ્વર દીર્ઘ થાય છે.
निधिमिच्छति निधीयति । दधीयति । क्यन् નિ. ૨.
श्येन इवाचरति श्येनायते । क्यङ् નિ. ૬.
अभृशो भृशो भवति भृशायते । નિ. ૧૨. જુઓ क्यङ
आलोहितो लोहितो भवति लोहितायति । लोहितायते क्यङष्
નિ. ૧૩ જુઓ.

**दीर्घश्च्वि-यङ्-यक्-क्येषु च ४।३।१०८**

૮ स् કારાન્ત ઉપમાન કર્તાનામથી આચાર અર્થમાં क्यङ् વિકલ્પે થાય છે અને स् નો વિકલ્પે લોપ થાય છે. पय इवाचरति पयायते । पयस्यते । सर इवाचरति सरायते । सरस्यते ।

**सो वा लुक् च ३।४।२७**

૯ ओजस् અને अप्सरस् ઉપમાન કર્તાનામથી આચાર અર્થમાં क्यङ् વિકલ્પે થાય છે. અને स् નો લોપ થાય છે. ओजः (ओजस्वी) इवाचरति ओजायते । अप्सरा इवाचरति अप्सरायते ।

**ओजो-ऽप्सरसः ३।४।२८**

૩૦ क्यन् અને क्यङ् પર છતાં ऋ નો री થાય છે.
पितरमिच्छति पित्रीयति । मात्रीयति । क्यन् નિ. ૨.
पितेवाचरति पित्रीयते । मात्रीयते क्यङ् નિ. ૬.
ऋतो रीः ४।३।१०९

૩૧ કર્મણિ क्य સિવાય યકારાદિ પ્રત્યય પર છતાં, ओ અને औ નો અનુક્રમે अव् અને आव् થાય છે.
गामिच्छति गव्यति । नाव्यति । क्यन् નિ. ૨.
गौरिवाचरति गव्यते । नाव्यते । क्यङ् નિ. ६.
य्यक्ये १।२।२५

૩૨ भृशादि કર્તા નામથી च्वि ના અર્થમાં क्यङ् વિકલ્પે થાય છે અને स् અને त् નો લોપ થાય છે अभृशो भृशो भवति भृशायते । अनुन्मना उन्मना भवति उन्मनायते । अवेहत् वेहत् भवति वेहायते । अनोजस्वी ओजस्वी भवति ओजायते । अपण्डितः पण्डितो भवति पण्डितायते । शुचीयते । नीलायते । हरितायते । मन्दायते । ઇત્યાદિ.
च्व्यर्थे भृशादेः स्तोः ३।४।२९

૩૩ आ ( डाच् ) (પા. ૧૬ નિ. ૬૩) પ્રત્યયાન્ત અને लोहित વિગેરે કર્તાનામથી च्वि ના અર્થમાં य ( क्यङ्ष् ) પ્રત્યય થાય છે. क्यङ्ष् ઉભયપદી છે. अपटत् पटत् भवति पटपटायति, पटपटायते । અથવા अपटपटा पटपटा भवति पटपटायति, पटपटायते । अलोहितो लोहितो भवति लोहितायति, लोहितायते । अश्यामो श्यामो भवति श्यामायति, श्यामायते । अधूमः ( अधूमवान् ) धूमवान् भवति धूमायति, धूमायते । નિ. ૭. अनिद्रावान् निद्रावान् भवति निद्रायते ।
डाच् लोहितादिभ्यः षित् ३।४।३०

૨૩ भाण्ड કર્મથી समाचयन ભેગું કરવું એવા અર્થમાં णिङ् પ્રત્યય વિકલ્પે થાય છે. भाण्डानि समाचिनोति संभाण्डयते । परिभाण्डयते । ઉપકરણ, વાસણ કે કરીયાણું ભેગું કરે છે.

भाण्डात् समाचितौ ३।४।४०

૨૪ चीवर કર્મથી परिधान પહેરવું અને अर्जन મેળવવું, એ અર્થમાં णिङ् પ્રત્યય વિકલ્પે થાય છે.

चीवरम् परिधत्ते परिचीवरयते । કપડું પહેરે છે.
,, समाच्छादयति संचीवरयते । કપડું પહેરે છે,
चीवरम् अर्जयति चीवरयते । કપડું મેળવે છે.
,, समार्जयति संचीवरयते । ,,

चीवरात् परिधानार्जने ३।४।४१

૨૫ નામથી कृ વિગેરે ધાતુના અર્થમાં णिच् બહુ પ્રકારે થાય છે.

मुण्डं करोति मुण्डयति छात्रम् । मिश्रयति ओदनम् । लवणयति सूपम् । लघुं करोति लघयति । छिद्रयति । कर्णयति । दण्डयति । अन्धयति । अङ्कयति । व्याकरणस्य सूत्रं करोति व्याकरणं सूत्रयति । द्वारस्योद्घाटनं करोति द्वारमुद्घाटयति ।
पटुमाचष्टे करोति वा पटयति । પા. ૧૮ નિ. ૮ (૬)
स्थूलं स्थवयति । दूरं दवयति ।
युवानं यवयति । क्षिप्रं क्षेपयति । क्षुद्रं क्षोदयति ।
प्रियं प्रापयति । स्थिरं स्थापयति । स्फिरं स्फापयति ।
પા. ૧૮ નિ. ૮ (૧) દ્વિ. પા. ૩૬ નિ. ૧ (૪)
पुच्छं पुच्छयति । वा वृक्षयति

૧૯ ૧૮ ૧૯ ( शब्द

शब्दयति । वरयति । कलहयति । णिच्
तपः करोति तपस्यति । क्यन्
**शब्दादेः कृतौ वा ३।४।३५**
**तपसः क्यन् ३।४।३६**

२० नमस्, वरिवस् અને चित्र કર્મનામથી कृति અર્થમાં અનુક્રમે અર્ચા સેવા અને આશ્ચર્ય અર્થમાં, क्यन् વિકલ્પે થાય છે.
नमः करोति नमस्यति देवान् દેવોની પૂજા કરે છે.
वरिवः करोति वरिवस्यति गुरून् । ગુરુની સેવા કરે છે.
चित्रं करोति चित्रीयते । (આત્મનેપદી) આશ્ચર્ય કરે છે.
**नमो-वरिवश्चित्रङो ऽर्चा-सेवाश्चर्ये ३।४।३७**

२१ अङ्ग વાચિ કર્મનામથી નિરસન અર્થમાં इ (णिङ्) વિકલ્પે થાય છે. णिङ् આત્મનેપદી છે. हस्तौ निरस्यति हस्तयते । पादयते । ग्रीवयते । પા. ૧૮ નિ. ૮ (૬)
हस्तं करोति हस्तयति । નિ. ૨૫ થી णिच्
**अङ्गाद् निरसने णिङ् ३।४।३८**

२२ पुच्छ કર્મથી उदसन ઉંચે ફેંકવું, पर्यसन ચોતરફ ફેંકવું. व्यसन એકદમ ફેંકવું અને असन ફેંકવું, એ અર્થમાં णिङ् પ્રત્યય વિકલ્પે થાય છે.

पुच्छम् उदस्यति उत्पुच्छयते । પુંછડું ઉછાળે છે.
पुच्छम् पर्यस्यति परिपुच्छयते । પુંછડું ફેરવે છે. ભમાવે છે.
पुच्छम् व्यस्यति विपुच्छयते । પુંછડું પછાડે છે.
पुच्छम् अस्यति पुच्छयते । પુંછડું ફેંકે છે.
**पुच्छाद् उत्–परि–व्यसने ३।४।३९**

૨૩ भाण्ड કર્મથી समाचयन ભેગું કરવું એવા અર્થમાં णिङ् પ્રત્યય વિકલ્પે થાય છે. भाण्डानि समाचिनोति संभाण्डयते । परिभाण्डयते । ઉપકરણ, વાસણ કે કરીયાણું ભેગું કરે છે.

भाण्डात् समाचितौ ३।४।४०

૨૪ चीवर કર્મથી परिधान પહેરવું અને अर्जन મેળવવું, એ અર્થમાં णिङ् પ્રત્યય વિકલ્પે થાય છે.

चीवरम् परिधत्ते परिचीवरयते । કપડું પહેરે છે.

,, समाच्छादयति संचीवरयते । કપડું પહેરે છે,

चीवरम् अर्जयति चीवरयते । કપડું મેળવે છે.

,, समार्जयति संचीवरयते । ,,

चीवरात् परिधानार्जने ३।४।४१

૨૫ નામથી कृ વિગેરે ધાતુના અર્થમાં णिच् બહુ પ્રકારે થાય છે.

मुण्डं करोति मुण्डयति छात्रम् । मिश्रयति ओदनम् । लवणयति सूपम् । लघुं करोति लघयति । छिद्रयति । कर्णयति । दण्डयति । अन्धयति । अङ्कयति । व्याकरणस्य सूत्रं करोति व्याकरणं सूत्रयति । द्वारस्योद्घाटनं करोति द्वारमुद्घाटयति ।

पटुमाचष्टे, करोति वा पटयति । પા. ૧૮ નિ. ૮ (૬)

स्थूलं स्थवयति । दूरं दवयति ।

युवानं यवयति । क्षिप्रं क्षेपयति । क्षुद्रं क्षोदयति ।

प्रियं प्रापयति । स्थिरं स्थापयति । स्फिरं स्फापयति ।

પા. ૧૮ નિ. ૮ (૧) દ્વિ. પા. ૩૬ નિ. ૧ (૪)

पुच्छं पुच्छयति ।

वृक्षमाचष्टे रोपयति वा वृक्षयति ।

कृतं गृह्णाति कृतयति । वर्णयति । त्वचयति । त्वच अकारान्तः।

रूपं दर्शयति रूपयति રૂપ દેખાડે છે. । रूपं निध्यायति निरूपयति રૂપ જુએ છે. वस्त्रं परिदधाति परिवस्त्रयति ।
हस्तिनातिक्रामति अतिहस्तयति । હાથીવડે ઉલ્લંઘન કરે છે.
वर्मणा संनह्यति संवर्मयति । બખ્તર વડે સજ્જ થાય છે.
वीणया उपगायति उपवीणयति । વીણા વડે ગાય છે.
सेनया अभियाति अभिषेणयति । સેના વડે સામે જાય છે.
वास्या छिनत्ति वासयति । असिना असयति ।
श्लोकैरुपस्तौति उपश्लोकयति । શ્લોકો વડે સ્તુતિ કરે છે.
हस्तेनापक्षिपति अपहस्तयति હાથ વડે દૂર કરે છે. ધકેલે છે.
पुष्पेणार्चयति पुष्पयति । પુષ્પ વડે પૂજા કરે છે.
पाशेन संयच्छति संपाशयति । પાશ વડે બાંધે છે.
पाशं पाशाद्वा विमोचयति विपाशयति । પાશમાંથી છોડાવે છે.
कूलं प्रतीपं गच्छति प्रतिकूलयति । પ્રતિકૂળ થાય છે.
कूलं अनुगच्छति अनुकूलयति । અનુકૂળ થાય છે.
पुत्रं सूते पुत्रयति । પુત્રનો જન્મ આપે છે. ઈત્યાદિ

**णिज् बहुलं नाम्नः कृगादिषु ३।४।४२**

૨૬ भोजन ખાવું અને भोजननिवृत्ति ન ખાવું, એ અર્થમાં વર્તમાન व्रत શબ્દથી कृ વિગેરે ધાતુના અર્થમાં णिच प्रत्यय થાય છે. पय एव मया भोक्तव्यमिति व्रतं करोति गृह्णाति वा पयो व्रतयति । सावद्यान्नं मया न भोक्तव्यमिति व्रतं करोति गृह्णाति वा सावद्यान्नं व्रतयति ।

**व्रताद् भुजि-तन्निवृत्त्योः ३।४।४३**

૨૭ णिच् લાગતાં सत्य, अर्थ અને वेद ના अ નો आ થાય છે. सत्यमाचष्टे करोति वा सत्यापयति । अर्थापयति । वेदापयति

**सत्यार्थ-वेदस्याः ३।४।४४**

## પાઠ ૭ મો. કૃદન્ત પ્રકરણ

૧ ધાતુને જે પ્રત્યયો લાગીને, ધાતુ પરથી **શબ્દો** બને છે. તે પ્રત્યયો **કૃત્** કહેવાય છે.
કૃત્ પ્રત્યય જે શબ્દોને અંતે હોય છે, તે **કૃદન્ત** કહેવાય છે.

**आ तुमो ऽत्यादिः कृत् ५।१।१**

૨ य (घ्यण्) तव्य अनीय य અને य (क्यप्) આ પાંચ કૃત્ પ્રત્યયો **કૃત્ય** કહેવાય છે.

**ते कृत्याः ५।१।४७**

૩ **કૃત્ય** પ્રત્યયો **સકર્મક** ધાતુથી **કર્મમાં** અને **અકર્મક** ધાતુથી **ભાવમાં** થાય છે.
कार्यः कर्त्तव्यः करणीयः कृत्यः कटो भवता । **કર્મમાં**
भवता शयितव्यम् शयनीयम् शेयम् । **ભાવમાં**
भवता कार्यम् कर्तव्यम् करणीयम् कृत्यम् । भवता देयम्
પ્રથમા પાઠ ૪૫ નિ. ૫. ૬. જુઓ.

**तत् साप्यानाप्यात् कर्म-भावे कृत्य-क्त-खलर्थाश्च ३।३।२१**

૪ रुच्य अव्यथ्य અને वास्तव्य આ કૃત્ય કૃદન્તો **કર્ત્તામાં-કર્તરિ પ્રયોગમાં** વપરાય છે. रुच् અને नव्यथ् ધાતુથી य (क्यप्) છે અને वस् ધાતુથી तव्य છે.
रोचते इति रुच्यो मोदको मैत्राय । મૈત્રને મોદક રુચિકર છે.
न व्यथते इति अव्यथ्यो मुनिः । મુનિ વ્યથા પામતા નથી.
वसति इति वास्तव्यः । રહેનાર, વસનાર.

**कर्त्तरि ५।१।३**

**रुच्याव्यथ्य-वास्तव्यम् ५।१।६**

૫ भव्य, गेय, जन्य, रम्य, आपात्य, અને आप्लाव्य એ કૃત્ય કૃદન્તો **કર્તામાં–કર્તરિ પ્રયોગમાં** વિકલ્પે વપરાય છે.
भवति असौ इति भव्यः । पक्षे भव्यम् अनेन ।
गायति इति गेयो माणवकः साम्नाम् ।
गेयानि माणवकेन सामानि । य
जायतेऽसौ इति जन्यः । जन्यमनेन । घ्यण् દ્વિ० પા. ૨૭ નિ. ॥
रमयत्यसौ रम्यः । रम्यते रम्यः । य
आपतत्यसौ आपात्यः । आपात्यमनेन । घ्यण्

**भव्य–गेय–जन्य–रम्यापात्याप्लाव्यम् नवा ५।१।७**

1 કૃદન્તના કર્મને ષષ્ઠી વિભક્તિ થાય છે. गेयो माणवकः साम्नाम् ।
**कर्मणि कृतः २।२।८३**

૬ प्रवचनीय વિગેરે अनीय પ્રત્યયાન્ત કૃદન્તો **કર્તામાં–કર્તરિ પ્રયોગમાં** વિકલ્પે વપરાય છે. प्रवक्ति प्रब्रूते वा प्रवचनीयो गुरुः शास्त्रस्य । ગુરુ શાસ્ત્રને કહેનાર છે.
प्रवचनीयं गुरुणा शास्त्रम् । ગુરૂવડે શાસ્ત્ર કહેવાય છે.
उपतिष्ठते इति उपस्थानीयः शिष्यो गुरोः ।
શિષ્ય ગુરૂની સેવા કરનાર હોય છે.
उपस्थानीयः शिष्येण गुरुः । શિષ્યવડે ગુરૂ સેવાને યોગ્ય છે.
એવં रमयतीति रमणीयः ।
मदयतीति मदनीया योषित् ।
दीपयतीति दीपनीयं चूर्णम् । मोहयतीति मोहनीयं कर्म ।
ज्ञानमावृणोतीति ज्ञानावरणीयम् । एवं दर्शनावरणीयम् ।
**प्रवचनीयादयः ५।१।८**

૭ ऋ વર્ણાન્ત ધાતુથી અને વ્યંજનાન્ત ધાતુથી य (घ्यण्) પ્રત્યય થાય છે. कार्यम् । हार्यम् । पाक्यम् । वाक्यम् । णित् હોવાથી વૃદ્ધિ દ્વિ૦ પા૦ ૫. નિ૦ ૨.

**ऋवर्ण–व्यञ्जनाद् घ्यण् ५।१।१७**

II त (क्त) પ્રત્યય પર છતાં જે ધાતુ ને इ ( इट् ) આવતી નથી, એવા ધાતુના च् અને ज् નો घित् પ્રત્યય પર છતાં, અનુક્રમે क् અને ग् થાય છે. पच्+अ (घञ्) = पाकः । सिच्–सेकः । पाक्यम् । सेक्यम् । घ्यण् ।

त्यज् + अ ( घञ् ) =त्यागः । रागः । भोग्यम् । योग्यम् घ्यण् । त પર છતાં पक्वः । सिक्तः । त्यक्तः । रक्तः । भुक्तः । युक्तः । इ આવતી નથી. पक्व માં त નો व થાય છે.

**क्ते–ऽनिटः च–जोः क–गौ घिति ४।१।१११**

III घ्यण् માં અવશ્ય અર્થમાં क् ग् થતો નથી पाच्यम् । અવશ્ય પકાવવું તે. रञ्ज्यम् । અન્યથા पाक्यम् । रङ्ग्यम् ।

**घ्यण्यावश्यके ४।१।११५**

IV वाक्यम् વિશિષ્ટ પદ સમુદાય. वाच्यम् કહેવાય તે.

**वचो ऽशब्दनाम्नि ४।१।११९**

૮ અવશ્ય અર્થમાં उ વર્ણાન્ત ધાતુથી घ्यण् પ્રત્યય થાય છે. लू–लाव्यम् અવશ્ય કપાય તેવું. પા૦ ૬ નિ૦ ૧૧. જુઓ. पू–पाव्यम् । અવશ્ય પવિત્ર કરાય તેવું.

અન્યથા–लव्यम् કપાય તેવું. पव्यम् પવિત્ર કરાય તેવું. નિ. ૧૧

**उवर्णाद् आवश्यके ५।१।१९**

V ति (क्ति) પ્રત્યય (પા. ૯ નિ. ૧૬.)ની પહેલાંના **અપવાદોમાં** સરખો ન હોય તેવો ઉત્સર્ગ પ્રત્યય વિકલ્પે થાય છે. अवश्यलाव्यम् । अवश्यलवितव्यम् । अवश्यलवनीयम् । य (ध्यण्) અપવાદ પ્રત્યય છે, तव्य अनीय ઉત્સર્ગ પ્રત્યયો છે. અને તે ध्यण् ની સરખા નથી. એટલે **અપવાદ** य (ध्यण्) માં तव्य अनीय થાય છે.

**असरूपो ऽपवादे वोत्सर्गः प्राक् क्तेः ५।१।१६**

૯ आ-सु, यु, वप्, रप्, लप्, त्रप्, डिप्, दभ् चम् અને आ-नम् ધાતુથી ध्यण् પ્રત્યય થાય છે. आसाव्यम् । याव्यम् । वाप्यम् । राप्यम् । लाप्यम् । अभिलाप्यम् । अपत्राप्यम् । डेप्यम् । दाभ्यम् । आचाम्यम् । आनाम्यम् ।

**आसु-यु-वपि-रपि-लपि-त्रपि-डिपि-दभि-चम्यानमः ५।१।२०**

१० ધાતુથી तव्य અને अनीय પ્રત્યય થાય છે.
शयितव्यम् । शयनीयम् । वस्तव्यम् । वसनीयम् ।
कर्तव्यम् करणीयम् भवता । कर्तव्यः करणीयः कटो भवता

**तव्यानीयौ ५।१।२७**

११ **સ્વરાન્ત** ધાતુથી य પ્રત્યય થાય છે. અને आ નો ए થાય છે.
चि-चेयम् । जेयम् । नेयम् । शेयम् । लु-लव्यम् । लव्यम् । भव्यम् । પા. ૬. નિ. ૧૧. दा-देयम् । धेयम् ।

**य एत् चातः ५।१।२८**

१२ शक्, तक्, चत्, यत्, शस्, सह्, यज्, भज् અને प-वर्गान्त ધાતુથી य પ્રત્યય થાય છે.
शक्यम् । तक्यम् । चत्यम् । यत्यम् । शस्यम् । सह्यम् ।

यज्यम् । भज्यम् । प-वर्ग-तप्यम् । लभ्यम् । गम्यम् ।

**शकि-तकि-चति-यति-शसि-सहि-यजि-भजि-पवर्गात् ५।१।२९**

૧૩ ઉપસર્ગ વગરના यम् मद् અને गद् ધાતુથી य થાય છે यम्यम् । मद्यम् । गद्यम् । પણ ઉપસર્ગ સાથે आयाम्यम् ।

**यमि-मदि-गदो ऽनुपसर्गात् ५।१।३०**

૧૪ ઉપસર્ગ વગરના નામથી પર રહેલ वद् ધાતુથી य (क्यप्) અને य પ્રત્યય થાય છે. ब्रह्मोद्यम् । ब्रह्मवद्यम् । બ્રહ્મવાક્ય. सत्योद्यम् । सत्यवद्यम् । સત્યવચન. પણ वाद्यम् । प्रवाद्यम् ।

**नाम्नो वदः क्यप् च ५।१।३५**

૧૫ दृ, वृ (ઉ.) स्तु, जुष्, इ અને शास् ધાતુથી क्यप् પ્રત્યય થાય છે. आदृत्यः । प्रावृत्यः । स्तुत्यः । अवश्यस्तुत्यः । जुष्यः । इत्यः । शिष्यः ।

**दृ-वृग्-स्तु-जुषेति-शासः ५।१।४०**

૧૬ कृप्, चृत् અને ऋच् સિવાય ऋ ઉપાન્ત્ય હોય એવા ધાતુથી क्यप् પ્રત્યય થાય છે. वृत्यम् वृध्यम् गृध्यम् शृध्यम् । પણ कल्प्यम् । चर्त्यम् । अर्च्यम् । घ्यण् ।

**ऋदुपान्त्याद् अ-कृपि-चृद्-ऋचः ५।१।४१**

૧૭ कृ, वृष्, मृज्, शंस्, गुह्, दुह् અને जप् ધાતુથી વિકલ્પે क्यप् પ્રત્યય થાય છે. (पक्षे घ्यण्)

कृत्यम् । कार्यम् । वृष्यम् । वर्ष्यम् ।

मृज्यम् । मार्ज्यम् । शस्यम् । शंस्यम् । गुह्यम् । गोह्यम् ।

दुह्यम् । दोह्यम् । जप्यम् । जाप्यम् ।

**कृ-वृषि-मृजि-शंसि-गुहि-दुहि-जपो वा ५।१।४२**

'ધાતુ સૂચિત ક્રિયાનો કર્તા' એ અર્થમાં-કર્તામાં-
कर्त्तरि ५।१।३

१८ ધાતુથી अक (णक) અને तृ (तृच्) પ્રત્યય થાય છે.
पचति इति पाचकः । पक्ता । पक्तारौ । पक्तारः ।
पठति इति पाठकः । पठिता । पठितारौ । पठितारः ।
णक-तृचौ ५।१।४८

१९ ધાતુથી अ (अच्) પ્રત્યય થાય છે.
करः । हरः । पचः । पठः । उद्वहः ।
अच् ५।१।४९

२० नन्दि વિગેરે ધાતુઓથી अन પ્રત્યય થાય છે,
नन्दयतीति नन्दनः । एवम् वाशनः । मदनः । दूषणः ।
साधनः । वर्धनः । रोचनः । सहते इति सहनः । एवम्
रमणः । दमनः । विरोचनः । विकर्तनः । तपनः । प्रतर्दनः ।
दहनः । यवनः । पवनः । लवणः । संक्रन्दतीति संक्रन्दनः । संकर्षणः । संहर्षणः । सर्वान् दास्यतीति सर्वदमनः । जनार्दनः । वित्तविनाशनः मधुसूदनः । ઇત્યાદિ
नन्द्यादिभ्यो ऽनः ५।१।५२

२१ ग्रह् વિગેરે ધાતુઓથી इन् [णिन्] પ્રત્યય થાય છે,
ग्राही । स्थायी । मन्त्री । अपराधी । उत्साही । निवासी
ग्रहादिभ्यो णिन् ५।१।५३

२२ नामि સ્વર ઉપાન્ત્ય હોય એવા ધાતુથી તથા प्री, कृ, गॄ
અને ज्ञा ધાતુથી अ (क) પ્રત્યય થાય છે. विक्षिपः विलखः ।
बुधः । युधः । कृशः । वितृदः । प्रीणातीति प्रियः ।

किरतीति किरः । उत्किरः । गिलतीति गिलः । निगलः ।
जानातीति ज्ञः । દ્વિ. પા. ૨૫. નિ. ૯
નિ. V ज्ञः ज्ञायकः ज्ञाता । नन्दनः नन्दकः नान्दयता ।

**नाम्युपान्त्य–प्री–कॄ–गॄ–ज्ञः कः ५।१।५४**

૨૩ ઉપસર્ગથી પર રહેલા ( श्यै ) સિવાય आ કારાન્ત ધાતુથી अ ( ड ) પ્રત્યય થાય છે.
आह्वयतीति आह्वः । संव्यः । परिव्यः । प्रज्यः । अनुज्यः ।
प्रस्थः । सुग्लः । सुम्लः । सुत्रः । व्यालः । सुरः ।

**उपसर्गाद् आतो डो ऽश्यः ५।१।५६**

V। કૃત્ પ્રત્યય વિધાયક ( કરનાર ) સૂત્રમાં પંચમ્યન્ત નામથી ઉક્ત નામ, કૃદન્તની સાથે નિત્ય **તત્પુરુષ** સમાસ પામે છે, આ સમાસને **ઉપપદતત્પુરુષ** સમાસ કહે છે. कुम्भं करोति कुम्भकारः વિગેરે કૃદન્તો, **ઉપપદસમાસ** છે. જેમકે—

**ङस्युक्तं कृता ३।१।४९**

૨૪ કર્મથી પર રહેલ ધાતુથી अ ( अण् ) પ્રત્યય થાય છે.
कुम्भं करोति कुम्भकारः । तन्तून्वयति तन्तुवायः ।
पापं हन्ति पापघातो यतिः । દ્વિ. પા. ૩૬. નિ. ૪
भारंवहात भारवाहः । द्वारं पालयति द्वारपालः । सूत्रधारः ઇ.

**कर्मणोऽण् ५।१।७२**

૨૫ કર્મથી પર રહેલ ઉપસર્ગ વગરના गा ( गै ) ધાતુથી अ ( टक् ) પ્રત્યય થાય છે.
वक्रं गायति वक्रगः । सामगः । सामगी । દ્વિ. પા. ૨૫. નિ. ૯. તથા દ્વિ. પા. ૨૧ નિ. IV

**गायो ऽनुपसर्गात् टक् ५।१।७४**

૨૬ કર્મથી પર રહેલ ઉપસર્ગ વગરના ह्वा ( ह्वे ) वा ( वे ) અને मा સિવાય आ કારાન્ત ધાતુથી अ ( ड ) પ્રત્યય થાય છે.

गां दादति गोदः । कम्बलदः । जलदः । अङ्गुलित्रम् ।

**आतो डो ह्वा-वा-मः ५।१।७६**

૨૭ क्लेशादि કર્મથી પર રહેલ अप પૂર્વક हन् ધાતુથી ड પ્રત્યય થાય છે. क्लेशमपहन्ति क्लेशापहः । तमोपहः । ज्वरापहः ।

**क्लेशादिभ्यो ऽपात् ५।१।८१**

૨૮ कुमार અને शीर्ष કર્મથી પર રહેલ हन् ધાતુથી इ ( णिन् ) પ્રત્યય થાય છે. कुमारं हन्ति कुमारघाती । शीर्षघाती ।

**कुमार-शीर्षाद् णिन् ५।१।८२**

૨૯ કર્મથી પર રહેલ हन् ધાતુથી 'અચિત્ત કર્તા હોય તો' टक् પ્રત્યય થાય છે. वातं हन्ति वातघ्नं तैलम् । पित्तघ्नं घृतम् । श्लेष्मघ्नं मधु ।

**अचित्ते टक् ५।१।८३**

૩૦ ब्रह्म વિગેરે કર્મથી પર રહેલ हन् ધાતુથી टक् પ્રત્યય થાય છે. ब्रह्महन्ति ब्रह्मघ्नः । कृतघ्नः । वृत्रघ्नः । भ्रूणघ्नः । बालघ्नः દ્વિ. પા. ૨૫. નિ. ૬ અને પા. ૧૩ નિ. ૯

**ब्रह्मादिभ्यः ५।१।८५**

૩૧ कुक्षि आत्मन् અને उदर કર્મથી પર રહેલ भृ ધાતુથી इ ( खि ) પ્રત્યય થાય છે.
कुक्षिमेव बिभर्ति कुक्षिंभरिः । आत्मंभरिः । उदरंभरिः ।

**कुक्ष्यात्मोदराद् भृगः खिः ५।१।९०**

V|| અવ્યય સિવાય સ્વરાન્ત નામથી અને अरुस् શબ્દથી खित् પ્રત્યયાન્ત ઉત્તરપદ પર છતાં, म् આગમ થાય છે અને હ્રસ્વ થાય છે. *कुक्षिंभरिः । ઇત્યાદિ..*

*खित्यनव्ययारुषो मोऽन्तो ह्रस्वश्च ३।२।१११*

किरतीति किरः । उत्किरः । गिलतीति गिलः । निगलः ।
जानातीति ज्ञः । દ્વિ. પા. ૨૫. નિ. ૯
નિ. V ज्ञः ज्ञायकः ज्ञाता । नन्दनः नन्दकः नान्दयता ।

**नाम्युपान्त्य–प्री–कॄ–गॄ–ज्ञः कः ५।१।५४**

૨૩ ઉપસર્ગથી પર રહેલા ( ह्वे ) સિવાય आ કારાન્ત ધાતુથી अ ( ड ) પ્રત્યય થાય છે.
आह्वयतीति आह्वः । संव्यः । परिव्यः । प्रज्यः । अनुज्यः ।
प्रस्थः । सुग्लः । सुम्लः । सुत्रः । व्यालः । सुरः ।

**उपसर्गाद् आतो डो ऽश्यः ५।१।५६**

V। કૃત્ પ્રત્યય વિધાયક ( કરનાર ) સૂત્રમાં પંચમ્યન્ત નામથી ઉક્ત નામ, કૃદન્તની સાથે નિત્ય તત્પુરુષ સમાસ પામે છે, આ સમાસને ઉપપદતત્પુરુષ સમાસ કહે છે. कुम्भं करोति कुम्भकारः વિગેરે કૃદન્તો, ઉપપદસમાસ છે. જેમકે—

**ङस्युक्तं कृता ३।१।४९**

૨૪ કર્મથી પર રહેલ ધાતુથી अ (अण्) પ્રત્યય થાય છે.
कुम्भं करोति कुम्भकारः । तन्तून्वयति तन्तुवायः ।
पापं हन्ति पापघातो यतिः । દ્વિ. પા. ૩૬. નિ. ૪
भारंवहात भारवाहः । द्वारं पालयति द्वारपालः । सूत्रधारः ઈ.

**कर्मणोऽण् ५।१।७२**

૨૫ કર્મથી પર રહેલ ઉપસર્ગ વગરના गा (गै) ધાતુથી अ (टक्) પ્રત્યય થાય છે.
वक्रं गायति वक्रगः । सामगः । सामगी । દ્વિ. પા. ૨૫. નિ. ૯. તથા દ્વિ. પા. ૨૧ નિ. IV

**गायो ऽनुपसर्गात् टक् ५।१।७४**

૨૬ કર્મથી પર રહેલ ઉપસર્ગ વગરના ह्वा ( ह्वे ) वा ( वे ) અને मा સિવાય आ કારાન્ત ધાતુથી अ ( ड ) પ્રત્યય થાય છે.

घन्तानन्त–कार–बाहरुर्–धनुर्–नान्दी-लिपि–लिवि–बलि–भक्ति–क्षेत्र-जङ्घा–क्षपा–क्षणदा–रजनि–दोषा–दिन–दिवसात् टः ५।१।१०२

भ्रातुष्पुत्र–कस्कादयः २।३।१४

समासेऽसमस्तस्य २।३।१३

૩૭ शब्दादि સિવાય કર્મથી પર રહેલ ધાતુથી હેતુ, તત્શીલ અને અનુકુલ કર્તા હોય તો, ट પ્રત્યય થાય છે.

यशस्करोति यशस्करी विद्या । शोककरी कन्या । कुलकरं धनम् । क्रीडाकरः । श्राद्धकरः । तिर्थकरः । तीर्थंकरः । અહીં વિકલ્પે म् આગમ થાય છે. प्रेषणाकरः । वचनकरः

हेतु–तच्छीलानुकूले ऽशब्द–श्लोक–कलह–गाथा–वैर–चाटु–सूत्र–मन्त्र–पदात् ५।१।१०३

૩૮ कर्म શબ્દ કર્મથી પર રહેલ कृ ધાતુથી ભૃતિ–વેતન ( પગાર ) ગમ્ય હોય તો ट પ્રત્યય થાય છે. कर्मकरः । कर्मकरी दासी । પગાર લઈને કામ કરનાર. અન્યથા कर्मकारः । પગાર વિના કામ કરનાર.

भृतौ कर्मणः ५।१।१०४

૩૯ क्षेम प्रिय मद्र અને भद्र કર્મથી પર રહેલ कृ ધાતુથી अं [ ख ] અને अ [ अण् ] એ બે પ્રત્યય થાય છે.

क्षेमं करोति क्षेमंकरः । प्रियंकरः । मद्रङ्करः । भद्रङ्करः । क्षेमकारः । प्रियकारः । मद्रकारः । भद्रकारः ।

क्षेम–प्रिय–मद्र–भद्रात् खाण् ५।१।१०५

૪૦ मेघ ऋति भय અને अभय કર્મથી પર રહેલ कृ ધાતુથી ख પ્રત્યય થાય છે.

૩૨ કર્મથી પર રહેલ अर्ह् ધાતુથી अ (अच्) પ્રત્યય થાય છે,
पूजामर्हति पूजार्हः साधुः । पूजार्हा साध्वी ।
अर्होऽच् ५।१।९१

૩૩ दण्डादि સિવાય आयुध વિગેરે કર્મથી પર રહેલ धृ ધાતુથી अच् પ્રત્યય થાય છે.
धनुर्धरति धनुर्धरः । शक्तिधरः । चक्रधरः । वज्रधरः भूधरः । जलधरः । पयोधरः । शशधरः । विद्याधरः । ઇત્યાદિ
दण्डधारः । कर्णधारः । सूत्रधारः । छत्रधारः । अण्
आयुधादिभ्यो धृगोऽदण्डादेः ५।१।९४

૩૪ કર્મથી પર રહેલ हृ ધાતુથી વય અને ઉદ્યમાભાવ જણાતો હોય ત્યારે अच् પ્રત્યય થાય છે. अस्थिहरः श्वशिशुः । कवच-हरः क्षत्रियकुमारः । अंशहरो दायादः ।
मनोहरः प्रासादः । मनोहरा माला । વિરુદ્ધ–भारहारः
हृगो वयो-ऽनुद्यमे ५।१।९५

૩૫ रजस् फले અને मल કર્મથી પર રહેલ ग्रह् ધાતુથી इ પ્રત્યય થાય છે. रजोग्रहिः कञ्चुकः । फलानि गृह्णाति फले-ग्रहि वृक्षः । फल નું फले થાય છે. मलग्रहिः कम्बलः ।
रजः–फले–मलाद् ग्रहः ५।१।९८

૩૬ संख्या વિગેરે કર્મથી પર રહેલ कृ ધાતુથી अ (ट) થાય છે.
संख्या करोति संख्याकरः । एककरः । द्विकरः । त्रिकरः ।
अहस्करः । दिवाकरः । विभाकरः । સૂર્ય. निशाकरः ।
प्रभाकरः । ચન્દ્ર. भास्करः । चित्रकरः । कर्तृकरः ।
अरुष्करः । धनुष्करः । વિગેરે
रजनिकरः । दोषाकरः । ચન્દ્ર. दिनकरः दिवसकरः સૂર્ય.
संख्याहर्–दिवा–विभा-निशा–प्रभा-भास्–चित्र–कर्त्रा-

घन्तानन्त–कार–बाहरुर्–धनुर्–नान्दी-लिपि–लिवि–
बलि–भक्ति–क्षेत्र-जङ्घा–क्षपा–क्षणदा–रजनि–दोषा–
दिन–दिवसात् टः ५।१।१०२
भ्रातुष्पुत्र–कस्कादयः २।३।१४
समासेऽसमस्तस्य २।३।१३

૩૭ शब्दादि સિવાય કર્મથી પર રહેલ ધાતુથી હેતુ, તત્શીલ અને અનુકુલ કર્તા હોય તો, ट પ્રત્યય થાય છે.
यशस्करोति यशस्करी विद्या । शोककरी कन्या । कुलकरं धनम् । क्रीडाकरः । श्राद्धकरः । तिर्थकरः । तीर्थंकरः । અહીં વિકલ્પે म् આગમ થાય છે. प्रेषणाकरः । वचनकरः
हेतु–तच्छीलानुकूले ऽशब्द–श्लोक–कलह–गाथा–वैर–चाटु–सूत्र–मन्त्र–पदात् ५।१।१०३

૩૮ कर्म શબ્દ કર્મથી પર રહેલ कृ ધાતુથી ભૃતિ–વેતન (પગાર) ગમ્ય હોય તો ट પ્રત્યય થાય છે. कर्मकरः । कर्मकरी दासी । પગાર લઈને કામ કરનાર. અન્યથા कर्मकारः । પગાર વિના કામ કરનાર.
भृतौ कर्मणः ५।१।१०४

૩૯ क्षेम प्रिय मद्र અને भद्र કર્મથી પર રહેલ कृ ધાતુથી अं [ख] અને अ [अण्] એ બે પ્રત્યય થાય છે.
क्षेमं करोति क्षेमंकरः । प्रियंकरः । मद्रङ्करः । भद्रङ्करः । क्षेमकारः । प्रियकारः । मद्रकारः । भद्रकारः ।
क्षेम–प्रिय–मद्र–भद्रात् खाण् ५।१।१०५

૪૦ मेघ ऋति भय અને अभय કર્મથી પર રહેલ कृ ધાતુથી ख પ્રત્યય થાય છે.

मेघान्करोति मेघंकरः । ऋतिंकरः । ( ऋतिः गतिः सत्यता वा ) भयङ्करः । अभयंकरः । भयङ्करं श्मशानम् ।

**मेघर्ति–भयाभयात् खः ५।१।१०६**

૪૧ प्रिय અને वश કર્મથી પર રહેલ वद् ધાતુથી ख પ્રત્યય થાય છે. प्रियं वदति प्रियंवदः । वशंवदः ।

**प्रिय–वशात् वदः ५।१।१०७**

૪૨ कूल अभ्र અને करीष કર્મથી પર રહેલ कष् ધાતુથી ख પ્રત્યય થાય છે.

कूलंकषा नदी । अभ्रंकषो गिरिः । करीषंकषा वात्या ।

**कूलाभ्र–करीषात् कषः ५।१।११०**

૪૩ सर्व કર્મથી પર રહેલ सह् અને कष् ધાતુથી ख પ્રત્યય થાય છે. सर्वंसहते सर्वंसहो मुनिः । सर्वंकषः खलः ।

**सर्वात् सहश्च ५।१।१११**

૪૪ કર્મથી પર રહેલ मन् ધાતુથી णिन् પ્રત્યય થાય છે.

पण्डितं मन्यते बन्धुम् पण्डितमानी बन्धोः ।

**मन्याण् णिन् ५।१।११६**

૪૫ કર્તા–કર્મથી પર રહેલ मन् ધાતુથી अ [ खश् ] પ્રત્યય થાય છે. पण्डितमत्मानं मन्यते पण्डितंमन्यः । પ્રત્યયશિત્ હોવાથી य [ श्य ] ।

पट्वीमात्मानं मन्यते पटिवमन्या । પા. ૭ નિ. V॥ હ્રસ્વ.
,, पण्डितमानी । पट्वीमानिनी પણ થાય.જુઓ નિ. V

**कर्तुः खश् ५।१।११७**

૪૬ शुनी स्तन मुञ्ज कूल आस्य અને पुष्प કર્મથી પર રહેલ धे [ ट्धे ] ધાતુથી खश् પ્રત્યય થાય છે.

शुनींधयति शुनंधय । પા. ૭ નિ. VII હ્રસ્વ. પ્રત્યય શિત્ હોવાથી अ [ शव् ]. स्तनंधयः । વિગેરે. पुष्पंधयः ।

शुनी-स्तन-मुञ्ज-कूलास्य-पुष्पात् ट्धेः ५।१।११९

૪૭ वह અને अभ्र કર્મથી પર રહેલ लिह् ધાતુથી खश् પ્રત્યય થાય છે. वहं लेढि वहंलिहो गौः । अभ्रंलिहः प्रासादः ।

वहाभ्राल् लिहः ५।१।१२३

૪૮ बहु बिधु अरुस् અને तिल કર્મથી પર રહેલ तुद् ધાતુથી खश् થાય છે. बहु तुदति बहुंतुदं युगम् । विधुंतुदो राहुः । अरुन्तुदः पीडाकरः । દ્વિ. પા. ૧૩ નિ. ૧૨. तिलंतुदः काकः ।

बहु-विध्वरुस्-तिलात् तुदः ५।१।१२४

૪૯ ललाट वात અને शर्ध કર્મથી પર રહેલ અનુક્રમે तप् अज् અને हा (તજવું) ધાતુથી खश् પ્રત્યય થાય છે.

ललाटं तपति ललाटंतपः सूर्यः । वातमजन्ति वातमजा मृगाः शर्धंजहा माषाः । અડદ વાછૂટ કરે છે.

ललाट-वात-शर्धात् तपाज-हाकः ५।१।१२५

૫૦ असूर्य અને उग्र કર્મથી પર રહેલ दृश् ધાતુથી खश् પ્રત્યય થાય છે. सूर्यमपि न पश्यन्ति असूर्यंपश्या राजदाराः । उग्रंपश्यः । પ્રત્યય શિત્ હોવાથી पश्य् આદેશ થયો છે.

असूर्योग्रात् दृशः ५।१।१२६

૫૧ च्वि પ્રત્યયના અર્થમાં રહેલ नग्न વિગેરે કર્મથી પર રહેલ कृ ધાતુથી કરણમાં अन [ खनट् ] પ્રત્યય થાય છે.

अनग्नो नग्नः क्रियतेऽनेन नग्नंकरणं द्यूतम् ।

पलितंकरणं तैलम् । प्रियंकरणं शीलम् । अन्धंकरणः शोकः स्थूलंकरणं दधि । सुभगंकरणं रूपम् । आढयंकरणं वित्तम् ।

नग्न-पलित-प्रियान्ध-स्थूल-सुभगाढ्य-तदन्तात्
च्व्यर्थेऽच्वेर्भुवः खिष्णु-खुकञौ ५।१।१२८

